# वैदकनो सारसंग्रह.



સર્વે શોખીલા સ્વદેશીને ઉપયોગી

થવા સારુ.

બુકસેલર જગજીવન દલપતરામે

છપાવી પ્રસિદ્ધ કર્યો.

આવૃત્તિ ૩ જી




अमदावाद

મામાની હવેલી માંહે આ૦ યુનાઇટેડ પ્રીંટીંગ અને
જનરલ એજનસી કંપની "લિમિટેડ"ના પ્રેસમા
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સને ૧૮૮૧——સંવત ૧૯૩૭.

# वैदकनो सारसंग्रह.



સર્વે શોખીલા સ્વદેશીને ઉપયોગી

થવા સારૂ.

## બુકસેલર જગજીવન દલપતરામે

છપાવી પ્રસિદ્ધ કર્યો.

આવૃત્તિ ૩ જી.




## अमदावाद

મામાની હવેલી મધ્યે અ૦ યુનાઇટેડ પ્રીંટીંગ અને
જનરલ એજનસી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સને ૧૮૮૧ — સંવત ૧૯૩૭.

# પ્રસ્તાવના.

—:૦:—

આ ચોપડીનો બનાવનાર "તીબેશાબી" એવે નામે નામાંકિત વખણાએલો વઇદ થઈ ગયો. તેણે ઉરદુ (મુસલમાની શાસ્ત્ર) નું સારૂં ગ્નાન મેળવીને ઘણા વર્ષ પ્રાચિનકાળે વૈદુ કરી પોતાની અજમાએસ ઉપરથી સરવે લોકોના હિતને માટે આ ગ્રંથ બનાવ્યો છે તેથી આ ગ્રંથ આપણા દેશીભાઇઓને ઘણો ઉપયોગી છે. તેનું કારણ કે ભાષા સાદી અને સરલ છે, તેથી સરવેના સમજ્યામાં તરત આવશે. માટે આ ગ્રંથ સંગ્રહ કરી પાસે રાખવો ને હમેશાં વાંચી દ્રઢ કરવો. કે વખતે દેશ વિદેશ અકસ્માત જવું પડે ને તબિયતમાં બિગાડ થાય તો પોતાના જાણેલા ને અજમાવેલા ઉપાય કરતાં કશી વાતનો દિલમાં અંદેશો રહે નહિ.

આ ચોપડીમાં લખેલાં ઓસડો આપણા દેશી ગાંધિયોની દુકાનેથી મળશે માટે જે જોઈએ તે ઓસડ લાવી તેને લખ્યા પ્રમાણે તૈયાર કરી વાપરવું. પણ અજાણ્યા લે ભાગુ વૈદ્યનું તથા તેવાજ ગાંધીનું ઓસડ કરતાં વિચાર રાખવો. કેમકે દરદીને ઓસડ આપવું તે વધારે ખાત્રીથી અજમાસ કર્યા વગર આપે તો તેમાંથી અવગુણ થાય. તે સારૂં આ ચોપડીના ઉપાયો બન્યા પ્રમાણે કરવા.

—— ૦:૦ ——

# अनुक्रमणिका.

---:०:---

અનુક્રમણિકા





# वैदकनो सारसंग्रह.

## श्रीगणेशायनमः

श्री शारदायेनमः॥ श्रीगुरुभ्योनमः॥ श्रीगोपिजनवल्लभायनमः

श्रीधनवंतरायनमः॥ अथ वैदकसार लख्योछे ॥

### દોહરા.

સાજું હોય શરીરતો, સઘળી વાતે સુખ;
નહિતો નાણું બહુ છતાં, દિન દિન પ્રત્યે દુઃખ. ૧
ભણતાં ભણતાં બહુ ભણ્યો, વિદ્યા અન્ય અનેક;
શરીર સાચવણી તણો, અક્ષર ન ભણ્યો એક. ૨
તે તો ભણતર તુચ્છ છે, વળી બુદ્ધિ પણ વ્યર્થ;
શરીર સાચવણી વિના, સરે ન સઘળો અર્થ. ૩
માટે વૈદક વાંચજો, પૂરણ રાખી પ્રીત;
જેથી કાંઇ પણ જાણશો, રોગ મટ્યાની રીત. ૪
વૈદકથી આયુશ વધે, સુખમાં રહે સદાય;
માટે વિદ્યા વૈદ્યની, જરૂર જેવી જણાય. ૫
જો ધનછે ઘરમાં ઘણું, હોય શરીરમાં શુળ;
તો તેના મનમાં ગણે, ધન સઘળું તે ધુળ. ૬
જેની ઘણી જરૂરછે, શોધી તેવો સાર;
રૂડું આ પુસ્તક રચ્યું, સહુ સુખ દેનાર. ૭
મિતા અહારજ રાખજો, દીવસને વળી નીશ;
વિવેકી એમ વર્તશો, થાશે લાભ અતિશ. ૮

### માણસના ચારે વિકારની બાબત.

જાણવું જે ઇનસાન તથા હેવાનની કાયાનું બંધારણ ચારે તત્વ અને આતસ, પવન, પાણી, તથા ખાખથી છે; તેથી કરીને ઇનસાનના બદનમાં ગરમી, તથા શરદી, તથા તરીખોસકી હોયછે, જેને એ ચારેનું જોર બરાબર અને સમધાત હોય, તેના બદનને તનદુરસ્તી તથા શરીરની શાંતી હોય. કદાપી તે ચારેમાંથી એકનું જોર કમીબેશ થાય ત્યારે ઇનસાનની તબીઅત નાદુરસ્ત થાય.

જો કે ગરમીના જોરથી હરેક બીમારી પેદા થઈ હોય તો તેની

નીશાની એ જે, પાણીની તરસ ઘણી લાગે અને અંગ ઉપર અગન બળે, અંગ પીળું અથવા લાલ થાય અને હરેક થંડક કર્યાથી જીવને શાહત થાય. કદાપી તે ગરમી લોહીના વધારાથી હોયતો તેની નીશાની એ જે, માથું ભારે હોય, અંગમાં આળસ આવ્યા કરે, માથું ફર્યા કરે, મોહોડાનો સ્વાદ મીઠો હોય, અંગ ઉપર લાલી હોય, જીભ લાલ હોય, ગુમડાં તથા ફોલ્લીઓ થાય, પારામાંથી તથા નાકમાંથી લોહી નીકળે, અંગમાં સુસ્તી હોય અને સાંધેસાંધા દુખે. કદાપી તે ગરમી પિતના વધારાથી હોય તો તેની નીશાની એ જે, બદન તથા જીભ તથા આંખના ડોળાનો રંગ પીળો હોય અને મોહોડાનો સ્વાદ કડવો હોય, અને જીભ સુકાય, તથા જાડી અને ખડબચડી થાય, અને નાક સુકાય, અને તરસ ઘણી લાગે, ભુખ બેસી જાય, ને ખાવાનું ભાવે નહીં બેશુદ્ધિ તથા ઘુમરી તથા કંપારો થાય.

શરદીના જોરથી હરેક દરદ પેદા થયું હોય તો, તેની નીશાની એ છે જે, તે માણસને પાણીની તરસ તથા અંગમાં જલન હોય નહી અને અંગનો રંગ સફેદી અથવા કાલાટપર હોય, કદાપી તે શરદી બલગમીના વધારાથી હોય તો અંગ સફેત થાય. અંગમાં સુસ્તી હોય, અંગ થંડુ હોય, ખાણું હજમ નહી થાય ખાટા ઓટકાર આવે, ઊંઘ ઘણી આવે. મગજ ભારે રહે, મોહોડામાંથી લબ અને હોજ ગરે, નાકમાંથી પાતળું અને થંડું લીંટ આવે, કદાપી તે શરદી સોદાના વધારાથી હોય તો અંગ દુબળુ થાય, અને કાલાટ મારે લોહીનો રંગ કાલાટ ઉપર હોય, ને ઘાડું થાય, ફીકર તથા અંદેશો પેદા થાય ને જુઠી ભુખ લાગે.

કદાપી તરીના જોરથી હરેક આજાર પેદા થયો હોય તો તેની નિશાની એછે જે, બદનમાં સુસ્તિ ઘણી હોય, ને નિચે ખોસકીની બાબત કહેવામાં આવેછે તેનું ઉલટું હોય, કદાપી તરી ગરમીના વધારાથી હોય અથવા એકલી ગરમીથી હોય અથવા લોહીના વધારાથી હોય,તો તેની નિશાની ગરમીમાં કહીછે તેથી સમજવી.કદાપી તે તરી એકલા શરદીના વધારાથી હોય, અથવા બગલમ સાથે હોય તો તેની નિશાનીઓ શરદીમાં કહીછે તેથી સમજવી.

કદાપી ખોસકીના જોરથી હરેક આજાર પેદા થયો હોય તો તેની નિશાની એ જે, મોહોડું સુકાય, અંગ દુબળું થાય, ચામડી કઠણ થાય, મોહોડાનો શક્કો ફરી જાય, કદાપી તે ખોસકી પિત્તના વધારાથી હોય

તો ઉપર ગરમ પિત્તના વધારાની નિશાનીયો કહીછે તેથી સમજવું. કદાપી તે ખોસકી સોદાના વધારાથી હોય તો તેની નિશાનીઓ ઉપર શરદીની બાબતમાં કહીછે તેથી સમજવી.

હવે માલમ કરવું કે માણસના અંગમાં ચાર વિકારછે, તેમાં એક તો લોહી વિકાર, બીજુ બલગમ એટલે જે રસવિકાર અને ત્રીજુ પિત્તવિકાર, અને ચોથું સોદાવિકાર, પણ વધાર્યા મેળે હિંદુના વેદો સોદાના વિકારમાં ગણતા નથી કેમકે ત્રણ વિકારમાંથી એકુ વિકારના બીગાડવાથી સોદા થાયછે તેમ વળી હિંદુ લોકોના પંડિતો વાયુવિકાર પણ ગણેછે અને ઘણું ખરૂં અંગ રોગનું નિપજ્યું એ ચારે વિકારોમાંથી એકની વધઘટ થયાથી થાયછે. જ્યાં સુધી એ ચારે સમતોલ હોય ત્યાં સુધી આજાર પેદા થતો નથી. વળી જાણવું કે લોહી જેછે તેની આશીયત ગરમ તથા તરછે. પિત્ત જેછે તે ગરમ તથા બાશકછે. અને બલગમ જે છે તે શરદ તથા તરછે અને સોદા શરદ તથા ખોશકછે. હવે ઈનસાનના બદનમાં પવન જેછે તે એક બાફછે કે તે ઉપર કહેલા વિકારોમાંથી પેદા થાયછે પણ તે અગત્ય કરીને તો બલગમ તથા સોદામાંથી નીપજેછે, પણ તે કાંઇ માણસના હરેક વિકારને દાખલ કરતો નથી.

---

## માણસના બદનની તથા નાડીની પરીક્ષા.

જાણવું કે માણસના બદનની અંદર સાત ચીજ ઘણી બોજરગ અને મોટી કહેવાયછે અને આદમીની જે નગદી તે સાતે સલામત રહ્યાથી હોયછે. કદાપી તેમાંથી એકે ઓછી થાય તો આદમી હરગીજ જીવે નહી અંગની ઉપરની ચીજો જેવી કે આંખ, નાક, કાન, જીભ ઇન્દ્રિ, હાથ પગ અને એવી એવી બીજી ચીજો ઓછી થાય તો અલબત તે આદમી જીવે. પણ તે ભીતરની સાતમાંથી એક પણ ઓછી થાય અથવા કઠણ ઘાયલ થાય તો હરગીઝ આદમી જીવે નહી અને એ સાતમાંથી હરેકનો જરા પણ બીગાડ થાય તો આદમી કઠણ બીમાર થાય. હવે એ સાતમાંનું પેહેલું દીલ, બીજુ દેમાગ યાને ભેજુ ત્રીજુ કલેજુ, ચોથું બંધે ગોરદા પાંચમું પિતો. છઠ્ઠું ફેફસુ, સાતમી તલી,

હવે સમજવું કે એ સાત મધ્યેથી જે દીલ તે બદનનો પાદશાહ છે. અને ભેજુ તેનો જીવછે. વળી કેટલાએક કેહેછે કે ભેજુ પાદ-

શાહછે. ને દીલ વજીરછે. અને દીલ તથા દેમાગની વચે એક મારગ છે કે તે મારગે હમેશાં એક બીજાને જુએછે, અને મળતા રેહેછે વાસ્તે એ દીલ તથા દેમાગ સહુથી મોટાંછે. અને માણસનો જીવ તથા રૂહ દીલમાં હોયછે કે તે વતે માણસ જીવેછે. અને ખોદાઇ રાહાને પીછાનેછે. અને દીલ હમેશાં હીલીયા કરેછે કોઇ વેળાએ હી લતુ રેહેતું નથી, અને અકલ તથા યાદદાસ્ત ભેજામાં હોયછે. અને કલેજુ દીલ સાથે તાલુકો રાખેછે. અને ગોસો તથા જોર તથા હીમત પિત્તાથી હોયછે. અને શરમ તથા હએયા તથા કીનો કપટ તલીથી હોય છે. અને દમનું આવવું જાવું તથા બોલવું સરવે ફેફસાથી હોયછે. અને સેહેવત તથા ઇંદ્રિનું જોર તથા સ્ત્રીભોગનું કૌવત બંને ગોરદાથી હોય છે.

હવે જ્યારે માલમ થયું કે દિલ જે છે તે બદનનો પાદશા છે ને સદા હીલતું છે. તે દિલ સાથે બદનની સઘળી મોટી રગો લાગેલીછે. તે મોટી રખોમાની એક રગના હીસા બંધે હાથમાં આવેલાછે જેને વેદ લોકો નબજ અથવા નાડી કરી કહેછે અને નાડીના જોવાથી દેલ તથા દેગામની કઠિની અથવા સુખાકારીની ખબર પડેછે. ગરમી અથવા શરદી અથવા સમધાત હોય છે તે માલુમ થાયછે. અને નાડીના હાલવાં ઉપરથી દિલને હાલવાની ખબર પડેછે. વાસ્તે વૈદ્ય લોકોએ નાડી જોવાનો કાયદો રાખેલો છે. અગર એ બદનની બીજી રગો પણ એ પ્રમાણે હાલતી છે. તે જોયાથી ખબર પડે પણ અદબથકી દાનાઓએ બદનના બીજા સાંધાની નાડી જોવાનું મોકુફ રાખીને હાથની નાડી જોવાનો કાયદો રાખેલો છે.

હવે પ્રથમ નાડીની પરખ એ છે કે જે નાડીની ચાલ પાંચ તરેહની હોયછે. એક તો નબળી બીજી ભારે, ત્રીજી ઉતાવળી, અને ચોથી વેહેલી દોડે, પાંચમો ઠસો ખાઇને ચાલે. જ્યારે કોઇની નાડી નબળી ચાલે ત્યારે સમજવું કે તેને ફેફસા અથવા આંતરડાં અથવા મગજમાંથી દરદ ઉઠેલું છે. અને જેની નાડી ભારે ચાલે તેને જાણવું કે લોહીનું જોર છે. અને જેની નાડી ઘણી ઉતાવળી ચાલે તેને સમજવું કે મગજમાં ગરમી થએલીછે, ને ગરમીથી રોગ ઉઠેલોછે અને જેની નાડી નરમ અને ઉતાવળી ચાલે તે સાથે અંગ ઠંડુ હોય તેને ઘણી નબળાઇ તથા શરદીનું જોર જાણવું. ને

જેની નાડી બે ત્રણ વાર ચાલીને ઠસો ખાતી હોય તેને ઘણી નબળાઇ અને વધારે બિમારી સમજવી.

જ્યારે હરેક માણસની નાડી જોવી હોય ત્યારે હાથનાં ચારે આંગળાં નાડ ઉપર મુકીને જરા દાબીને જોવું. જો કદાપી નાડી જોરમાં ચાલતી હોય તો આંગળાં ભારે રાખવાં. ને નરમ ચાલતી હોય તો આંગળાં હલકાં મુકવાં. પછી જોવું કે નાડીનું ઉઠવું તથા બેસવું કેવું છે, જો ઉતાવળી ઉઠ બેસ કરતી હોય, અને ઉતાવળી ચાલતી હોય તો ગરમી થએલી સમજવી. જો ધીમી ઉઠ બેસ કરતી હોય તો શરદી થએલી સમજવી. ને તે ઉપરથી તથા ઉપર કહેલી પાંચ રીત પરથી ઇનસાનના મરજની ઉત્પત્તિને પીછાનવી. કદાપી તે ધીમી ઉતાવળી ચાલમાં સમજ નહી પડે તો ઘડીઆલ લેઇને તે ઉપરથી જોવું કે મીનીટમાં અથવા અદ્ધી પલમાં નાડી કેટલી વખત ચાલેછે. જો કદાપી જુવાન આદમીની ૭૫થી તે ૮૫ વાર સુધી એક મીનિટમાં ચાલે તો જાણવું કે તે માણસની તબીયત સારી છે. શરીરમાં કશુ ખલલ નથી. કદાપી ૮૫ ઉપર ચાલે તો ગરમી અથવા તપ થએલી સમજવી. કદાપી ૭૫ની અંદર ચાલે તો શરદી અને વાયુની અસર થએલી સમજવી. અને જ્યારે જોરાવર તપ થઇ હોય ત્યારે નાડી એક મીનીટમાં ૧૨૦ સુધી ચાલે. અથવા તેથી પણ વધારે ચાલે; પણ સઘળા માણસની નાડી સારા હાલમાં બરાબર એક ધારા મુજબ ચાલતી નથી. વાસ્તે સારા હાલમાં પાંચ સાત વખતે નાડી જોએલી હોય, ત્યારે તેની તબીયતનો તથા નાડી ચાલનો ધારો માલમ થાય. કાંજે કોઇ માણસનો મીજાજ એવો પણ હોય છે કે હંમેશાં સારા હાલમાં પણ ૭૦ના અંદર ઘણી ઓછી ચાલેછે, અને કોઇની ૮૫ની ઉપર ઘણી વારે ચાલેછે તે ધારો તપાશીને બીમારીની વેળાએ તે ઉપર કેટલી વધીછે અથવા કેટલો ઘટીછે તે ઉપર સુમાર રાખવો જોઇએ છે. માણસની મુખાકારીની વખતમાં નાડીની ચાલનો એક ધારો ૮૦ની ચાલ ઉપર મુકરર છે. અને જેની નાડી હમેશ એક મીનીટમાં ૮૦થી તે ૮૫ વાર ચાલે તેની તબીયત ઘણી સારીછે. એમ સમજવું. અને કોઇ વેળાએ માણસ ગુસામાં આવ્યુ હોય, અથવા ફીકર અને ધાસ્તીમાં હોય, તે વેળાએ પણ માણસની નાડીનો અંદાજો રહેતો નથી. ને ગણતીમાં તેના ધારા કરતાં તે વધી જાયછે વાસ્તે નાડી જોતી વેળાએ તે પણ તપાશીને અમલ કરવો. અને નાહાનાં બચાંની નાડી ઉંઘાપેલું હોય ત્યારે તપા-

સવાથી બરાબર માલુમ પડે. જાગતું હોય ત્યારે તે રડે. અથવા બે ગાનાને જોઇને ગભરાય અથવા ચલ વસલ થાય, તેથી દુરસ્ત હાથમાં આવે નહી ને ગણતરીમાં વધારે થાય. જ્યારે બચ્ચું પેદા થાયછે. ત્યારે તેની નાડી એક મીનીટમાં ૧૨૦થી તે ૧૪૦ વાર ચાલે અને બચ્ચાંને પેહેલા વરસમાં ૧૦૮થી તે ૧૨૦ સુધી ચાલે. બીજે વરસે ૯૦થી તે ૧૦૦ સુધી ચાલે. ત્રીજે વરસે ૮૦થી તે ૧૦૦ સુધી ચાલે. ચોથે પાંચમે ને છઠે વરશે પણ ૮૦થી તે ૧૦૦ સુધી ચાલે. અને સાતમા વરસથી તે અગીયારમા વરસ સુધી ૭૨થી તે ૭૫ સુધી ચાલે અને બારમે વરશે ૭૦થી તે ૭૫ સુધી ચાલે. અને જ્યારે જવાની ઉપર આવે ત્યારે ૬૦થી તે ૮૦ સુધી ચાલે, અને જઇફ આદમીની નાડી કોઇ વેળાએ ઘણી ઓછી પણ ચાલે વળી કઇં જવાન આદમીની નાડીનો એવો પણ ધારો હોય છે કે સુખાકારીના વખતમાં છેક ૨૫ સુધી ઓછી ચાલેછે. સઘળા માણસની નાડીનો એક ધારો નથી, બેઠેલા કરતાં સુતેલાની નાડી ચાર પાંચ વધારે ચાલે અને હરેક જવાન માણસને જ્યારે તાપ આવે ત્યારે તેની નાડીની ચાલ તેના ધારા કરતાં ઘણીજ વધી જાય, પણ તેની ચીંતા રાખવી નહી. પણ દવાની તાકીદ રાખવી અને કોઇ વેળાએ કોઇ બચુ માંદુ થાય અથવા તાવ આવે ત્યારે તેની નાડી એક મીનીટમાં ૧૦૮થી પણ વધારે ચાલે. ત્યારે તેને તરશ ઘણી લાગે ને હાંફણ ચાલે ખવાય નહી, કરે તે કલ બેકલથી કરે પણ તેને કોઇ વેળા એ ઘાતમાં સમજવું. જે વૈદ હરેક માણસની નાડી સુખાકારીના વખતમાં ઘણી વાર જોએલી હોય તે વૈદ્ય બીજા અજાણ્યા વૈદ્ય કરતાં તેની બીમારી વખતની નાડીની પરીક્ષા ઘણી સારી રીતે કરી શકે. કાંય જે તેની નાડીનો ધારો પેલા વૈદ્યના હાથમાં આવી રહેલો, તેથી બીમારીના વખતમાં તેના રોગની પરીક્ષા બરાબર કરી શકે, માટે એક વાર જે વઇદથી ફાયદો થએલો હોય તેનેજ ફરી નાડ દેખાડવી.

---

## માણસની નીત અને પેશાબ જોવાથી બીમારીની પિછાનત.

જાણવું જે માણસના ચાર વિકાર જે લોહી તથા પીત તથા રસ તથા સોદાછે, તે ચારેના ૪ રંગ જુદા જુદા હોયછે તે રંગ ઉપરથી માણસના પેસાબનો રંગ આવે છે, અને, એ ચારેમાંથી જેનું જોર વધારે થયું હોયછે. તે રંગનો પેશાબ થાય છે, તે ચારે

રંગમાં પેહેલો સફેત, બીજો લાલ, ત્રીજો પીળો અને ચોથો કાળાશ ઉપર એ પ્રમાણે હોયછે. હવે એ હરેક રંગમાં બીજી ઘણી એક જાતી હોયછે. તે સઘલું આ જગોએ બોલતાં લંબાણ થવાની ધારતીને લીધે ટુંકામાં કહુંછું. કે બીમારના પેસાબનો રંગ ઘણો પીળો હોય તો પિત વિકારથી તેની બીમારી સમજવી. અગર સફેત રંગ હોય તો રસવિકારથી અથવા શરદીથી તેની બીમારી સમજવી. લાલ રંગ હોવ તો રસવિકાર અથવા શરદી જાણવી. અગર તે કાલાટપર હોય તો સોદા અથવા વાઇનો વિકાર જાણવો. હવે એ ચારેમાના હરેક રંગ સાથે બીજા રંગ મળેલા હોય છે ત્યારે તેની ખાશીયત જુદી હોયછે, તે એ રીતે કે પેશાબનો રંગ ચળકતો લાલ હોય તો શરદી સાથે ખોશકીથી તે મરજ ઉઠેલો જાણવો. કદાપી ઘેરો લાલ હોય તો ગરમી સાથે તરીથી ઉઠેલો સમજવો. અગર કાલાટપર હોય તે ઉપર ફીણ આવે ને બીમારના અંગમાં તપ હોય તો વાયુ ને ખોશકીથી જાણવો. અગર સફેત સાથે ધોળો હોય તો રસવિકાર અને શરદીથી જાણવો. અગર ઘેરો પીળો હોય તો અજીરણથી જાણવો. અગર ઘેરો કાળાટપર હોય તો સોદા અથવા સનેપાત વાયુ જાણવો. પણ એ નિત જોવાનો કાયદો એ છે કે, જે જેની નિત જુએ તેણે તેની ગઈ રાતના કાંઇ ખાણું અથવા દવાઇ ખાધી નહી હોય ત્યારે ચોકસ નીત જોવાથી સમજ પડે. કાંય જે હરેક ખાણાનો તથા મેવાનો તથા દવાઇનો રંગ પણ પેશાબમાં ઉતરેછે. તેથી કરીને બરાબર પરિક્ષા થઇ શકતી નથી. અને પેશાબ ઝીલિ તે સોજા સાફ બીલારના વાસણમાં ઝીલીને રાખવો જોઇએ. વળી પેશાબ કરયા પછી ૬ કલાકની અંદર રેહેવી જોઇએ. કાંજે તે પછે તેનો રંગ ફરી જાયછે. તેથી પણ પરિક્ષામાં તફાવત પડેછે.

જાણવું કે ઓરત તથા મરદના પેશાબના રંગમાં કાંઈ એક તફાવત પડે છે. કાંજે ઓરતે કમ મેહેનત તથા થોડી હાલચાલ કરયાના સબબથી અંગમાં કસર મરદ કરતાં વધારે રહેછે, તેથી કરીને ઓરતની કસર નીત ગદલી અને ઘેરી સફેદ હોય છે. અને જે ઓરતની નીતનો રંગ લાલ અથવા પીળો હોય તે ઓરતને અસુખ થએલું જાણવું. અને મદદની નીતને જ્યારે કે હલાવે ત્યારે જરાક કાલાટ મારે કે તે કાલાટ ઉપરથી હોય, ને ઓરતની નિત કાલાટ નહી મારે એમ કરતે કાંઈ એક કાલાટ મારે તો તે કાલાટ નિચેથી હોય. અને હમેલદાર ઓરતની નીત સાફ હોય, અને તે ઉપર સાફ પરપોટા

આવે, અને કોઇ હમેલદારની નીતનો રંગ પીળો ચળકતો પણ હોય, અને હમેલ પેહેલા દાહાડા ઉપર પીલાટ અથવા સફેતી સાથે વધારે ચલકાટ મારે, અને છેલા જણવાના દહાડા ઉપર લાલી ઉપર હોય ને તેને હલાવે તહારે કાંઇએક કાલાટ મારે. કદાપી ચાર પાંચ મહિના થયા પછે લાલી સાથે ઘણીજ કાલાટ મારે તો તે છોકરૂ વખતે અધુરૂ ટુટી પડવાની નિશાની હોય છે.

---

## નીત ઈયાને પેશાબમાં તલના છાંટો નાંખવાથી પરિક્ષા.

પેશાબની અંદર ઘાસની સળીવતે તેલનો છાંટો પાડવો પછે તેની પરિક્ષા કરવી. જો તે છાંટો નાંખતાં તળે જઇને પાછો ઉપર આવે ને તેમાં આતરડું પડે ને તે પેશાબનો રંગ કાળો હોય, અથવા ત્રાબાના રંગ જેવો હોય, તો તે માણસને ઘણું બીમાર જાણવું. અને છાંટો નાખતાંજ પસરી ગયો તો તેની બીમારી સહેજ જાણવી. કદાપી છાંટો નાંખે તેવોજ રેહે, અથવા નિચે બેસતો તેની બીમારી ઘણીજ જાણવી. કદાપી વાયુનું જોર વધારે હોય તો છાંટો નાંખતાંજ પસરી જાય, અને પેશાબનો રંગ લાલ અને તે થંડી હોય, કદાપી, પીતનું જોર ઘણું હોય તો તે છાંટામાં પરપોટા આવે. અને પેશાબનો રંગ પીળો અને તે પેશાબ ગરમ હોય એ મુજબ પરિક્ષા કરવી.

---

## ઝાડાની પરિક્ષા

કદાપી વાઇનું જોર ઘણું હોય તો ઝાડો ફીણ જેવો અને સુકો ભરાટ કરતો આવે. અને તેનો રંગ ભુરો તથા ચોથો ભાગ પાણીસાથે આવે. અને પીતનું જોર ઘણું હોય તો ઝાડો લીલો પીળો વાસ સાથે કઠણ અથવા પાણી જેવો ગરમ આવે. કફનુ જોર વધારે હોય તો ઝાડાનો રંગ સફેત અને તે દરદ સાથે રાતો ચીકાશના જેવો આવે છે. કફ વાયુનું જોર હોય તો કાળો ચળકતો અને શીમોટ સાથે કફના જેવો આવે. પીતવાયુનું જોર હોય તો કાળો અને પીળો ભેલ ગાંગરીની મીશાલે આવેછે. સોદા વિકારથી હોય તો કાળો તથા લીલો, રાતોભેળો આવે ને તે પણ ગાંગડાને મીસાલે કઠણ આવે છે. અજીરણ વિકારનો થંડો જેવો અને પાતળો આવે. જલંદરનો ઝાડો ઘણા ખરાબ વાસ સાથે સફેદ હોય છે, ક્ષયના આજાર વાળાનો ઝાડો અતિસારની મીશાલે વયારાયેલો ગંધાતો કાળો લાલ ઉજળો અને ગોસના પાણી જેવો બેરંગી હોય એ મુજબ ઝાડાની પરિક્ષા કરીને દવાઈ આપે તો

હરેક રોગ ઉતાવળો સારો થાય.

## જીભ ઉપરથી બીમારીની પરિક્ષા.

વાયુનું જોર હોય તો જીભ ઉપર કાતરા પડેલા દેખાય અને જીભનો રંગ કાંઇ એક પીળાશ ઉપર હોય. પિતનું જોર હોય તો જીભ પીળી અથવા લાલ કાળી ભેગ નજરે આવે. કફના જોરથી હોય તો જીભ ઉજળી અને ચળકતી જેવી દેખાય. અતિસારવાળાની જીભનો રંગ મધના રંગ જેવો હોય. પરમો અને સંઘરણી વાળાઓની જીભનો રંગ લાલ ઘેરા જેવો હોય. ટાંકીનો આજાર થયો હોય તો તેનિ જીભ ફાટીને ખરબાઇ કાંટા સરખી થઈ ને તેમાંથી પાણીની મિશાલે નજર આવેછે. માણસની અજલ વખતે જીભ સુપરાની મીસાલે અને તરણા ચેળી જેવી ફીણ સાથે માલમ પડેછે.

## આંખની પરીક્ષા.

વાના જોરથી આંખ સુકી અને ભુરા રંગ સાથે ઘેરી હોયછે. પિતનું જોર હોય તો આંખના ડોળા પીળા અને લાલ રંગના હોયછે અને સુરજ અથવા ચીરાગની રોશની જોવાતી નથી. કફનું જોર હોય તો સફેદ અને ઘેરી નજર આવે અને તે ચીકાશ ભરેલી જેવી દેખાય છે.

## ચેહેરાની પરિક્ષા.

સવારમાં બીમારનું મોહોડું શામળું અથવા કાળું જો દેખાય તો વાયુનું જોર જાણવું મોહોડાનો રંગ પીળો અને સુજેલાની મીશાલે માલમ પડે તો તેની બીમારી પિતના જોરથી સમજવી. ઘેરો કાળો રંગ હોય અને તે સાથે ડોળા ગભરાએલા જેવા દીસે તો તેની બીમારી કફના જોરથી જાણવી. બીજા સરવે બાહારનાં દરદોને દાબી જોમથી તથા તેના રંગથી પિછાન કરીને દવાઇ આપી જોઇએ. તેનિ વિગત તે દરદમાં કહી હશે, તેમ તેની પરીક્ષા પણ કરીને આપવી.

## બોલવાની પરીક્ષા.

વાયુનું જોર હોય તો તેના ગળામાંથી અવાજ ગુંગરાએલા જેવો નિકળે. પિતનું જોર હોય તો તેનો, અવાજ મોટો અથવા સારી હાલતના માણસ કરતાં મોટો નિકળે. કફનું જોર હોય તો અવાજ

ભારી અને ધરધરતો નિકળે. એ ઉપરથી બોલવાની પરીક્ષા કરીને દવામાં આપેથી તે દવા ઉતાવળે ગુણ કર્યા શિવાય રેહેશે નહી. તે માણસને ખુબ રીતે સમાલવું કે કોઇપણ રીતે ધાસ્તી અથવા ગુસો આવ્યો હશે તો તે પરિક્ષામાં તફાવત માલમ પડશે.

---

## કાળો મલમ સીંદુરીયો બનાવવાની રીત.

એ બનાવવાની રીત એછે કે સીંદુર સારો ચોખો શેર ૧, મીઠું તેલ તલનું શેર ૧, મીણ પીળું તો. ૨, કપુર તો. ૨, એ ચાર જણસોમાંથી પેહેલો સીંદુર એક લોઢાની કઢાઇમાં નાંખીને ખુબ ઘુંટવો પછી તેમાં તેલ નાંખીને ચુલા ઉપર મુકવો અને નીચે અગ્નિની ધીમી આંચ કરવી. તેને એક જોસ આવે એટલે જોવું કે તે ઉભરાઇ જાય નહી. અગર જો ઉભરાયાપર આવે તો હેઠેની આંચ કાઢી નાખવી અને પંખો પાસે રાખવો. તે લેઇ મલમ ઉપર વા નાખવો. તેથી ઉભરાનો જોસ બેસી જશે એ પ્રમાણે તપાસતાં રેહેવું. પછી તે મલમ અજમાવી જોવો એક કુલીઆમાં થંડુ પાણી લેઇને તેમાં પેલા મલમનાં ટીપાં એક બે નાંખવાં પછી તેને જોવું કે જેવો જોઇએ તેવો કઠણ અને કાળો થયોછે. જો સુમારે થયો હોય તો ઉતારતી વેળાએ મીણ તપાવીને તે મધ્યે કપુર વાટીને નાંખવો ને તે બેઉને મેળવીને મલમમાં નાખી ઘુટીને એકરસ કરી ઉતારી પાડવો. એટલે કાળો પલાસ્ટર થયો એ મલમ આપણા હિંદુસ્તાનીયોજ વધારે વાપરેછે. અને એ મલમ ઘણા જણ બનાવેછે. તે નીચે લખેલા દરદ ઉપર તરત લાગુ પડી ગુણ કરેછે. કાખબલાઇ, ગુમડાં, બદ, પાઠાં, નાસુર, ચાંદી, ગરમીના ફોલ્લાઓ, તથા હરેક જખમો ઉપર એ મલમ ઘણો ગુણદાયકછે. એ મલમના બે ગુણછે. પેહેલો એ કે હરેક દરદ કાચુ હોય તો તેને પકવે, અને બીજો ગુણ તે દરદને રૂઝાવે. અને ઉપર લખેલાં દરદો વગર બીજા રોગને પણ મટાડે છે. તેની વિગત હરેક જાતની નરમ ગાંઠ તથા એવા બીજા નરમ દરદો વરસોળી ( રસોળી ), વાયુની ગાંઠ વીગેરે જાતનાં ઘણાં દરદ મટાડી શકેછે. એ મલમમાં પારો મેળવીને પટી મારે તો દરદ બેશી જશે. પારો મેળવવાની રીત. મલમ તોલા. ૬ લઇ તેમાં પારો તોલો. ૧ નાંખીને પટી મારેથી દરદ બેશી જશે.

---

## છીંકણી હરેક દરદી માણસને દરદ ઉપર સું-ધાડવાની છે તેનો વિચાર.

એ છીકણી બનાવવાની વીગત એ જે અરીઠાની છાલ સુકી માસો ૧ાા નવસાગર માસો ૦ાા તંબાકુ માસો ૧ કાળાં મરી માસો૦ાા સફેત મરી માસો ૦ાા કડવાં તુરીયાંનો ગર સુકો માસો ૧ ફળીઆનો પથરનો માસા ૨ાા એ સઘળાં વસાણાં કુટી બારીક કરીને મજબુત કુચની બાટલી ભરી રાખવી. પછે નીચે લખેલાં દરદ ઉપર સુંઘાડવી. માથું દુખતું હોય, વાઈની ઘુમરી, નલબંધ વાયુ, છાતીના દરદ બીજાં શરદીનાં દરદ જે માણસને હોય તેને એક ચપટી સુંગાડ્યાથી છીંક આવીને તરત માથું હલકું પડશે. અને ઉપર લખ્યા પ્રમાણે બીજા દરદ પણ સારાં થશે. આ છીંકણી દરદી માણસને ઘણી ઉપયોગી છે.

---

# वइदकनो सार.

---

### કાનના દરદનો ઉપાય.

વા, ગરમી તથા નબળાઈ કે લોહીથી કાનમાં દરદ પેદા થાયછે તથા તે વગર કાનમાં પાણી જાય કે કીડા, બગાઈ કાનમાં પડે તેથી પણ કાનમાં દરદ પેદા થાયછે. તેની સમજ નિચે પ્રમાણે.

૧ વાથી કાન દુખતો હોય તો ઉપલેટ તથા ઈસ્રબંધ ખાંડી ઝીણો ભુકો કરી પાણીમાં બાંધીને રોટલી બનાવવી. પછી મીઠું દેવતા ઉપર ઉનું કરીને તેમાં ઓષડની રોટલી બાળવી તે બળી જાય ત્યાર પછી બહાર કાઢીને તે રાખ તેલમાં નાંખીને કાનમાં ટીપાં મુકવાં તેથી કાન દુખતો રહી જશે.

૨ ગરમીથી કાન દુખતો હોય તો સ્ત્રીનું દુધ કાનમાં પાડથી મટી જશે. અથવા લીંબુના રસનાં ટીપાં પાડવાં તેથી પણ ઘણો ફાયદો છે.

૩ લોહીથી કાન દુખતો હોય તો ફસ ખોલાવવી.

૪ કાનમાં કીડા પડ્યા હોય ને બાહાર નિકળતા ન હોય ત્યારે એળીયો ને ગાયનું ઘી એકઠું કરીને ઉનું કરી કાનમાં રેડે તો કીડા મરી જાય.

૫ કાનમાંથી હમેશ પરૂ વેહેતુ હોય તો ટંકણખાર ખાંડીઝીણો ભુકો કરીને કાનમાં ભભરાવવો. પછી ઉપર લીંબુના રસનાં ટીપાં પાડવાં તેથી મટશે.

૬ કાનમાંથી માંખની માફક ગુણ ગુણ એવો અવાજ નિકળતો હોય તો બદામનું તેલ કાનમાં મુકવું. તથા દુધીના બીનું તેલ મુકવું, ને દિવસમાં ચારવાર જમવું.

૭ કાન બેહેરો થાયછે તેનો ઉપાય એછે જે આકડાના પાંદડાં દેવતા ઉપર ઊનાં કરીને તેનો રસ કહાડી તેનાં ટીપાં દીન ૧૪ સુધી કાનમાં મુકવાં કે તેથી કાન ઉઘડશે ને ધાક પડેલી મટી જઇને બરાબર સંભળાશે. અથવા ઊંટનું મુતર દરરોજ રાતે સુતી વખતે કાનમાં મુકે તો ફાયદો થાય પણ તે ઉપાય દરદ થતાંજ તરત કરે તો ગુણ કરે. વિલંબ થયા પછી ફાયદો થોડો થાય.

---

## કંઠમાળા એટલે ગળામાં ગાંઠો થાયછે તેનો ઉપાય.

ગળામાં ગાંઠ થાયછે તેને કોઇ બહાર કાઢી શકતું નથી એનો ઉપાય એછે જે ચીતા વાઘનું હાડકું ઘશીને તેમાં જરાક સિંધવ નાંખી ગળા ઉપર માસ છ સુધી ચોપડે તો દુખ મટી જાય. એ દુઃખમાં દસ્તકારી કરે તો નસ્તર મુકવાની રજાછે શા માટે જે પાકું થયા પછી તેનો ઇલાજ નથી વાસ્તે દસ્તકારી કરે તો નસ્તર મુકવું.

---

## કોડ તથા ગળત કોડનો ઉપાય.

વઇદોએ કહ્યું છે જે કોડ શીવાય ગળત કોડ અઢાર જાતનો થાયછે તે અઢારે બગડેલા લોહીથી થાયછે એ રોગ ઘણોજ ખરાબ છે કે, કોઇ આપણી પાસે બેસેય નહી. તેનો ઉપાય નીચે પ્રમાણે જાણવો.

ઉમયડાના ઝાડની અંતર છાલ છાંયડે સુકવેલી શેર ૬, બાવચી શેર ૨ એ બેઉ જણસોને ખાંડી ઝીણી કરી તેની ફાકી હમેશાં ૬ પઇસાભાર ખાય તો કોડ તથા ગળત કોડ અઢારે જાતનો મટી જાય પણ કચરી ન પાળે તો રોગ મટે નહીં; મીઠાઈ, મીઠાંવાળી રોટલી, સાકર, ગોળ તથા ચીકણી વસ્તુઓ ખાવી નહી.

લીંબડા છાલ પઇસા ૩ ભાર, બાવચી પઇસા. ૨ ભાર, એ જણસોને ખાંડી ઝીણો ભુકો કરી તેને ઝીણે લુગડે ચાળી તેમાંથી

હથેળી ૧ ભરીને માસ. ૬ સુધી કોડીયો માણસ સવારમાં ફાકે ને ઉપર કહેલી ચરી પાળે તો રોગ મટે ફક્ત મગ ખાવા. એ શીવાય બીજી ચીજ ખાવી નહી.

વળી બાવચી તથા ભીલામાં માસ. ૬ સુધી ખાય તો કોહોને જડ મુળમાંથી કાઢી સાફ કરે. પણ પ્રથમ રગ પાંચનું લોહી કાઢવું જોઈએ. બેઉ હાથની રગનું તથા બેઉ પગની રગનું તથા પેસાબની રગનું એ પાંચે રગનું લોહી કમ કીધા પછી તેને જુલાબ આપવો. જુલાબથી શરીર સાફ થાય ત્યાર પછી ઉપર લખેલો ઉપાય કરે તો એ રોગ મટી જાય.

---

## ખઈ અને દમનો ઉપાય.

ખઈ બે જાતની થાય છે, એક વાથી ને બીજી લોહીથી.

૧ વાથી થઈ હોય તો ખસખસના પોસ પૈસા. ૨ ભાર, સુંઠ પૈસા. ૨ ભાર ધાવરીનાં ફુલ પૈસા. ૧ ભાર એ રીતે ત્રણ જણસો લાવી પાણી શેર ૬માં ઉકાળી પછી પાણી શેર ૧ રહે ત્યારે લુગડે ગળી રાત્રીએ સુતી વખત પીએ તો રોગ મટે.

૨ ખઇ રોગ લોહીથી થાયછે. તેથી કાંઇ તરી બહાર નીકળેછે. જો તે થતાં વેંતજ બે ખભાની નસોમાંથી લોહી કઢાવે ત્યાર પછી મરી અને હળદર પાય તો એ રોગ મટે. રોગ જુનો થયા પછી ઘણા ઉપાય કરે તો પણ લાગે નહીં. માટે તરત ઉપાય કરવો.

૩ ખઇરોગ વાળાને થતાં વેત મારેલું સોનું ખવરાવેછે તેથી કેટલાએકને રોગ મટેછે. કપુરના રસથી પણ ફાયદો થાય છે.

દમનો ઉપાય એ છે કે એળીઓ મધ સાથે ખાય તો સાસ દમ મટેછે. બીજુ મોથ પૈસા ૧ ભાર, બેર પૈઇસા ૧ ભાર, મરી પઇસા ૧ ભાર, પીપર પઇસા ૧ ભાર, વાયવડંગ પઇસા ૧ ભાર, ચીત્રો પઇસા ૧ ભાર, સુંઠ પઇસા ૧ ભાર એ રીતે સર્વે વશાણા ઝીણાં ખાંડી હવાલે ચાળી દરરોજ સવારે પઇસા ૧ ભાર ફાકે તો શ્વાસ, પંડરોગ, કમળો, સુર, તથા, વાનો ગોળો એ સરવે રોગ મટે.

બીજો ઉપાય સાસ ઉધરસ તથા હાંફણનો, પીંપર પૈસા ૧ ભાર ધોળાં મરી પૈસા ૧ ભાર હરડેદળ પૈ. ૧ ભાર જીરૂં પઇસા ૧ ભાર સિંધવ પઇસા ૧ભાર સંચળ પૈસા ૧ભાર જવખાર પઇસા ૧ ભાર ચીતરો પઇસા ૧ભાર એસરવેને બારીક ખાંડી ભુકો હવાલે ચા-

ળી દરરોજ સવારે ખાય તો ખાંશી મટે બીજુ કાલેરાનો રસ શેર ૦I
કહાડી તેમાં સિંધવ પઈસા ૦II ભાર નાખીને દરરોજ પીએ તો સા-
મ ખાંશી તથા દમ એ સરવે મટે કાળા મરી શેર ૧ આકડાના દુધ-
માં સુકવીને ખાય તો નફો થાય.

ખઇ રોગની નિશાની એછે જે ફેફસામાં જખમ પેદા થાયછે
તેથી હમેશાં ઉધરસ બહુ આવેછે, ઉધરસ ખાતાં ખાતાં ગળફા પ-
ડેછે તથા જીભ જાડી થાય. ઘાંટો બેશી જાય થુંકની જગાએ લોહીને
પરૂ બાહાર આવે ને જીવ ઘણો ગભરાય એ દુઃખ થયાં ઘણા દહા-
ડા વીતે ત્યાર પછી રોગીનું શરીર ઘણું નબળું થઇ જાય. પણ શરીર
નબળું થયા પહેલાં દરરોજ ગધેડીનું દુધ પીએ તો રોગ મટી આરા-
મ થાય.

---

### મોઢા ઉપર ખીલ થાયછે તેનો ઉપાય.

ઘણા ખરા જવાન માણસના નાક તથા કપાળ તથા ગાલ
ઉપર ખીલ થાયછે, તેથી માણસનું સોહામણું મોઢું બીહામણું દિસે-
છે. તે ખીલને દાબીને કહાડે ત્યારે અંદરથી ચીકણો બીયો અથવા પ-
રૂ જેવું ચીકણું નીકળેછે. તે ખીલ થાય ત્યારે પ્રથમ તો એળીઆની
મેળવણીની ગોળીઓનો જુલાબલે. પછે મઠનો આટો સરકામાં બોળ-
વીને મોહોડા ઉપર ચોપડવો અથવા મરઘીના એદાંના કોચલાં અથ
વા મુરઘીનાં હાડકાં બાળીને તેને સરકામાં મેળવીને ચોપડે અથવા
કડવા વલનો આટો સરકામાં મેળવીને ચોપડે તેથી મટે. ને એ સર-
વેથી ગુણ નહીં થાય તો પછે દરાખના ઝાડનું લાકડું બાળીને તેની રા-
ખ સરકામાં મેળવીને ચોપડે તેથી મટે.

### ખીલનો બીજો ઉપાય.

આદમીનું માથું એવું ખોલાઈ આવે જે તેમાંથી તરી તથા જ-
રદાબ નિકળે ને જખમ થાય તેમાંથી જરદાબ નિકળે તે ચાયણીની મા-
ફક નાહાના છેદ પડે તેનો ઉપાય એછે જે શરાબ (દારૂ) તથા સરકો,
દાડમની છાલ, મધ, નીમક એ સરવે એકઠું કરીને માસ૪)ચાર સુધી
માથા ઉપર ચોપડે તો આરામ થાય.

### ખસનો ઉપાય.

ખસ લોહીના બીગાડથી થાયછે, તેથી શરીર ઉપર ફોલ્લા થઇને
તેમાંથી પરૂ વહેછે. માટે ખસવાળા માણસે ઉતાવળેથી પોતાના બંને.

હાથની કુશ ખોલાવવી. તથા કઠણ રેચ ઉપરાઉપરી આપતાં રેહવું. તે નિચે લખ્યા પ્રમાણે રેવંચીના શીરાની મેળવણીની ગોળીયો આપવી તેની વીગત—રેવંચીનો શીરો માસા ૪ તજ વઊ ૨૦ ભાર સુંઠ માસો ૧ શીકોતરીયો એળીઓ માસા ૪ એલચીદાણા ૧૫ પીંપર માસો ૧ એ રીતે છ ચીજો ખાંડી બારીક ઝીણે લુગડે ચાળી ખલમાં નાંખી તેમાં વિલાયતી સાબુ નાંખવો. ને તેને ખુબ ઘુંટી એક રસ કરીને ચણા જેવડી ગોળીઓ વાળીને સુકવવી. તેમાંથી ૩ થી તે સાત સુધી દરરોજ લાગટ દીન સાત સુધી રાતે સુતી વખત ઉના પાણીમાં ગળાવવી એમ કરતાં ન મટે તો વળી બીજાસાત દાહાડા ઉપર પ્રમાણે કરવું. તેથી મટશે. અને એ દરદ વાળાને કાચા દિવેલનો જુલાબ આપવો. તેથી પેટમાંથી ગરમી નીકળી જશે. અને તેને નિચે લખેલો ઉકાળો આપવો. ઉના બેદાણા ૭ સાથરા તો. ૦।। સાકર તો. ૦।। એમો ઉકાળો દરરોજ પાયા કરવો તેથી સારૂ થશે.

બીજો ઉપાય ચોપડવાનો—મોદારસીંગ તોલો ૧ કપુર તોલો ૧ કલાઈ સફેતો તોલો ૧ આમલસારો ગંધક તોલો ૧ પાપડીયો કાથો તોલો૧ પારો તોલો ૧ એ છ જણશોને બારીક ખાંડીને ઝીણે હવાલે ચાળીને તેમાં છેલીવારે પારો નાંખીને ખલમાં ખુબ ઘુંટવું તે એક રસ થાય તેમાં ચોખુ માંખણ તોલા ૫ નાંખીને તેનો મલમ કરવો ને તેને કાચના પ્યાલામાં ભરી રાખવો, તે સુતી વખતે દરદ ઉપર ચોપડવો ને સવારે ઉઠીને ઉને પાણીએ અથવા તાહાઢા પાણીએ નાહાવું કદાપી રાત્રે ચોપડવાનું ન બને તો દિવશે ચોપડી થોડીવાર તડકામાં ફરીને નાહી નાખવું ને ખાવામાં તેલ અને મરચું તથા આમલી એ ચીજો ખાવી નહી ને ઉપર લખેલો ઉપાય ચાલુ રાખેથી ખસ જલદી સારી થશે.

ત્રીજો ઉપાય—ઉપર લખેલા મલમથી નહિ મટે તો નિચે લખ્યા પ્રમાણે ઓષડ કરવું. ગંધક પૈસા ૨।। ભાર. સંચળ પૈસા ૨।। ભાર બાવચી ૪ પૈસા ભાર. એ સર્વે જણશોને બારીક વાટીને ઝીણા વસ્ત્રગાળ કરીને ગાયનું તાજુ ઘી લઈ તેમાં નાંખીને દરરોજ શરીરે ચોપડે તો ખસના દરદને મુળમાંથી કાહાડી નાંખશે, ગરમ વસ્તુ ખાવી નહી. સારૂ થશે.

ચોથો ઉપાય—એ જે ફકત એકલો ગંધક વાટીને તેમાં તલનું તેલ નાંખી તેનો મલમ બનાવીને ચોપડે તેથી પણ ખસ મટશે.

પાંચમો ઉપાય—મનસલ તોલા ૩ લઈને તેને બારીક વાટીને

તેમાં ઘી ચોખ્ખુ નાંખી તાપ ઉપર કકડાવવું, તે કકડાયા પછી ટાડા પાણીના વાસણમાં નાંખવું. તે ઠરચા પછી બીજા કાચના વાસણમાં કાઢીને શરીરે ચોપડવું, તેથી ખસ તથા વીસ્ફોટક એ બંને રોગ સારા થશે. દરરોજ ચોપડેથી મટશે.

---

## આંખનું તેજ હમેશાં રેહેવા માટે ખાપરીયાનું સત કાહાડવાની રિત.

ખાપરીયું પૈસા ૧ ભાર ખલ કરીને તેમાં ગોળ પૈસા ૧૦ ભાર નાંખી એ બેઉને ઠીકરા ઉપર મુકી દેવતામાં બાળવું તમામ બળી રહ્યા પછી ટાહાડુ પાડીને તેમાં ગાયનું માંખણ પૈસા ૬ ભાર નાંખી એક કુલડીમાં ભરવું, તે પછી તે કુલડીનું મો સજડ બંધ કરવું. કે તેમાંથી ધુમાડો બીલકુલ બાહાર ન નિકળે. પછી તેને દેવતાની સગડી ઉપર મુકીને એક પોહોર સુધી આંચ દેવી પછી સાણસાએ પકડીને ઊંધી કરવી. પછે તેમાંથી જસત નીચે પડે એવી રીતે બે ચાર તેમનું તેમ કરેથી માશા રૂ ૧) ભાર નિકળે તે સોનીને આપી તેની સળી કરાવવી. તે સળી હમેશાં આંખમાં ખેચે તો આંખનું તેજ હમેશાં રહે ઘણું દેખે.

---

## મરડાનો ઉપાય.

મરડાથી લોહી તથા જળસ પડેછે તેનો ઉપાય નિચે મુજબ.

પેહેલું—કેરીની ગોટલી બીલીધાવરીનાં ફુલ મોચરસ સુંઠઅરોતી (જાંબુના ઠળીયા) અજમો દંતાનનાં બીજ અંદરજવ એ સરવે જણસો બરાબર વજને લઇ એકઠું કરી ખાંડી ઝીણું કરીને એમાંથી રૂ ૨) ભાર લઇને દહીં સાથે મેળવીને દીન સાત સુધી ખાય તો મરડો મટે.

બીજો ઉપાય—હીમજી હરડે લઇને તેમાંથી અડધી કાચી રાખીને અડધી ઘીમાં તળી પછી તળેલીને કાચી એકઠી કરી ખાંડી બારીક કરી તેમાં ખાંડ ભેગવીને હથેળી ભરી ફાકે તો ભાત ભાતના મરડા મટે.

ત્રીજો—ધાવરીનાં ફુલ, સુંઠ, મોચરસ, અંદરજવ અને ઘોડાની બાદ એ સરવે સરખે વજને લઇ ખાંડી ઝીણું કરી પછી ઓષડંથી અરધે વજને ભાંગની જેડ ભેળી દરરોજ સવારે ખાય તો તેથી મરડો મટે.

ચોથો ઉપાય—ધાવરીનાં ફુલ વરીઆલી સાકર જાયફલ એવી રીતે દરેક જણસને ચાર ચાર પૈસાભાર લઇ પાણીમાં વાટી ગોળી ૧ પઇસાભારની વાળી તેમાંથી ગોળી ૧ સવારે ખાયતો દરદ મટી જાય બધી ગોળીયો સાથે વાળી રાખીને દરરોજ ખાવી તેથી સારૂં થશે.

પાંચમો ઉપાય—સાકર પઇસા એક ભાર તથા અરડુસો પઇસા ૧ ભાર એ રીતે બંને જણસોને ખાંડી ભુકી કરી દુધમાં મેળવી સવારે પીએ તો મરડો મટે.

---

### લોહી તથા આમવાયુના મરડાનો ઉપાય.

મરડો જેને આમ વાયુ અથવા પેચસ કરીને પણ કહેછે મરડો આવીને પેટમાં આંકડીઓ ઉપરા ઉપરી આવે. ને ઝાડે બેસે ત્યારે લોહી તથા આમ પડે તેનું નામ લોહી આમનો મરડો ને એકલો આમ પડે તેને આમવાયુ કહેછે. એ રોગવાળાને ઘડી ઘડી ઉપરા ઉપરી મરડો આવે ને ઝાડો ઉતરતાં માણસનો જીવ ગભરાવે. કોઇને કઠણ મરડો થાય તો તેના જોરથી તાવ પણ આવે ને જીભ ઉજળી થાય. પેડુમાં દુખે. ઝાડે બેસતાં ઘણીજ પીડા થાય. તો પણ સાફ ઝાડો ઉતરે નહી, થોડાંક લોહી તથા આમનાં ટીપાં પડે તેથી માણસ ઘણી પીડા પામેછે, માટે તે દરદ મટવાને નિચે મૂજબ ઉપાય કરવો.

સુંઠ તોલો ૧ વરીયાળી તોલો ૧ લઇને તેને ખોખરી ખાંડીને પાણી શેર ૦। મુકીને નવટાંક રહે ત્યારે ઉતારીને તેમાં વિલાયતી ચોખ્ખુ દીવેલ તોલા ૨॥ નાંખી થડુ પડવા દઇને દરદીએ પીવું. તે પેટમાં ટક્યાથી થોડીવારે લાગુ પડી ઝાડો આવશે તેથી પેટમાંના રોગને બાહાર કાહાડશે. કદાપી એક જુલાબથી બરાબર કસર ન મટે તો વચમાં દિવસ જવા દેઇને બીજો જુલાબ આપવો તેથી બાકી રહેલી કસર નીકળી જશે ને તે કરતાં રહેતો આ લખ્યા પ્રમાણે દવા આપવી.

અળશીનાં બીજ તોલો. ૧ લઇને પાણી શેર ૦॥ લઇ તેમાં નાખીને ઉકાળો કરી તેમાં બાવળનો ગુંદર માસા. ૪ નાંખીને તેના ત્રણ ભાગ કરી દીવસમાં ત્રણવાર પાવું. કદાપી એથી ગુણ નહિ થાય તો ફરીથી ઉપર કહ્યા પ્રમાણે કાચા દીવેલનો જુલાબ આપવો. ત્યારપછી નીચે કહેલું ઓષડ આપવું. કળી ચુનો પથરનો ૧૮ ઘઊંભાર પાપડીઓ કાથો ૨૪ ઘઊંભાર અફીણ ૩ ઘઊંભાર એ સરવેને ખાંડી બારીક કરીને એનાં પડીકાં ત્રણ સરખે ભાગે દિવસમાં ત્રણવાર

ફકાવવાં. ને ઉપર સાબરશીંગુ પાણીમાં ઘસીને તે પાણી ગરમ કરી જરા ટાહાડું પાણી પાવું. કદાપી આમ ઘણો પડતો હોય ને લોહી થોડું પડતું હોય અથવા ન પડતું હોયતો ઝીણી હીમજી હરડે દીવેલમાં તળીને તેનો ભુકો કરવો. તે ભુકો રૂ૦ાા ભાર લઈને તેમાં રૂ૦ાા ભાર સાકરનો ભુકો ભેળીને ફકાવવો. ને તે ઉપર લોઢું ગરમ કરીને પાણીમાં ઝામીને તે પાણી પીવું. એ ઓષડથી પેટમાં આમની કસર હશે તે મટી જશે ને ઝાડો પણ એજ ઓષડથી બંધ થશે. એવું ગુણકારી ઓષડ છે.

કદાપી હરેક ગરમ વસ્તુ ખાધાથી અથવા ગરમ ઓષડ પીધાથી ઝાડા સાથે એકલુ લોહી પડતુ હોય તો નિચે કહેલુ ઓશડ આપવું. મોટી હરડે પા, ચોખાના ધોવરામણમાં ઘશીને તેમાં હીરાદક્ષણ માસો ૧ તથા સાકરનો ભુકો તોલો ાા નાંખીને સવારે તથા તેજ પ્રમાણે સાંજે પાવું. તે પાતાં ફાયદો ન થાય તો વજનમાં વધારે પાવું. વારેવાર અરધી હરડે સુધી ઘસાવીને એ ઓષડ પાંચ સાત દીવસ સુધી પાવું. બીજો ઉપાય વરીઆળી રૂ૧ાા ભાર એલચી નં. ૪) એ બનેને ઠીકરા ઉપર મુકીને શેકવાં પછી તેને ખાંડી બારીક કરી ખસખસ રૂ૧ાા ભાર, ખસખસનાં જીડવાં જેને પોસ કરીને કહેછે તે રૂ૦ાા ભાર ખાંડી બારીક કરી તેમાં સાકર રૂ૨) ભાર નાંખી એ પાંચે જણસોને એકઠી કરી તેના સરખે ભાગે છ પડીકાં કરીને દીવસમાં ત્રણ પડીકાં ત્રણવાર ફકાવવાં ને ઉપર જામેલું પાણી પાવું. કદાપી ઝાડા વાટે લોહી ઘણુંજ પડતું હોય તો નીચે કહેલાં ઓષડો આપવાં. હીરાદખણ રૂ૦ાા ભાર ઘઉનો નીસાસ્તો રૂ૦ાા ભાર ખસખસનાં ઝોડવાં રૂ૦ાા ભાર અફીણ ત્રણ ઘઊંભાર બાવળનો ગુંદર રૂ૦ાા ભાર સાકર રૂ૧) ભાર એ સરવેને ખાંડી ઝીણું કરીને એ દાણાના લોવાબમાં મેળવીને એનો છઠો ભાગ દર બે કલાકને આંતરે ખવરાવવો ને ઉપર સાબરસીંગુ ઘશીને તેને ગરમ કરીને તેનું પાણી પાતાં રેહેવું. બીજુ જેને નરૂ લોહી ઘણુંજ પડતું હોય તેને નીચે લખેલી દવાઓ આપવી. સાબરસીંગુ રૂ. ૦ાા ભાર બાવળનો ગુંદર રૂ. ૧ાા ભાર સાકર રૂ. ૨) ભાર. હવે સાબરસિંગાને પાણી શેર ૧ાા મુકીને ઉકાળવું ને તેમાંથી શેર ૦ાા રહે ત્યારે તેમાં ગુંદર તથા સાકર નાંખીને પછી ઓગળી જાય ત્યારે તેના ભાગ કરીને દર બબે કલાકે એકેકો ભાગ પાતા રેહેવું અને એ મરડાના રોગવાળાને

નીચે કહેલાં ઓસડોની પીચકારી ઝાડા વાટે આપવી. ખસખસના પોસ રૂ. ૨) ભાર પાણી શેર ૧માં ઉકાળીને તેને ગાળીને પીચકારી માં ભરીને તે પીચકારી ઝાડાવાટે દીવસમાં બે વાર આપવી ને માંખણ કહાડ્યા વગરની તાજી છાશ એ ઉપર આપે તો સારીછે કદાપી પેટમાં મરડો વધારે થતો હોય તો પીવાનું પાણી તથા કાંજી સરવેને પથર અથવા લોહોડું ધીકાવીને જામીને આપતા રેહેવું ને પેટ ઉપર અફીણ પાણી સાથે ઘશીને તે પાણી ચોપડતા રેહેવું. કદાપી ઉપર કહ્યાં તે સઘળાં ઓસડોથી ગુણ નહી પડે ને એ રોગની પિડા વધતી જાય ને લોહી સાથે આમ વચલાએલા જેવો પડવા માંડે ત્યારે સમજવું કે પેટમાં પરૂ થયુંછે તેની પરીક્ષા એ છે જે દરીઆનું પાણી અથવા તે ન મળે તો કુવાનું પાણી એક વાસણમાં રેડીને તેમાં ઝાડે બેસાડવો પછી જોવું કે તેમાનું આમ ઉપર તરી આવે તો સમજવું કે તે આમ છે અગર પાણીમાં નીચે બેશી જાય તો જાણવું કે પરૂ છે ને તે પરૂ વાળો ઝાડો ઘણો ખરાબ વાસ મારે. જ્યારે એ રીતે બગાડ થએલો માલમ પડે ત્યારે ઘણીજ ઉતાવળથી મોહોડું લાવવાની દવા આપવી. મોહોડું લાવે જો મોહોડું આવી જાય તો તે માણુસ ઘાતથી બચી જાય ને મોહોડું નહી આવે તો તે માણુસની આશા થોડી રાખવી.

કોઇ ગર્ભવાળી સ્ત્રીને મરડો થાયછે તેને ઉપર કહેલી દવાઓમાંની દવા નજર પોહોંચાડીને થોડા વજને સુખેથી આપતા રેહેવું. અગર એ દવાઓ આપવાની હીમત નહીજ ચાલે તો પછી ઇસગુલનાં બીજ રૂ૧) ભાર ઠીકરામાં નાંખી અધકચરાં શેકીને તેમાં ખાંડ મેળીને દરરોજ ટાહાડા પાણી સાથે ફકાવતાં રેહેવું અગર ઘણું જોર હોય તો દિવસમાં બે વાર ફકાવવું પણ ગર્ભવંતી સ્ત્રીને મોહોડું લાવવું નહી. અને ગર્ભવંતી સ્ત્રીને મરડો થાય તે કાંઇ ઘાતકી નથી જ્યારે તે સ્ત્રી જણે ત્યારે પોતાની મેળે મટી જાય.

---

## ભુખનો ઉપાય.

હરડેદળ પઇસા ૬ ભાર. સિંધવ પઇસા ૨ ભાર. ચોતરો પઇસા ૩ ભાર પિંપર ઝીણી પઇસા ૩ ભાર એ સરવે જણસોને ખાંડી તેની ફાકી દરરોજ ફાકે તો ખાધેલું પાચન થઇ ને પેટમાં ભુખ લાગે.

બીજો ઉપાય—મીઠું પઇસા ૪ ભાર હરડે મોટી ૪ પઇસા ભાર વાવડંગ ૪ પઇસા ભાર ને સંચળ ૪ પઇસા ભાર સિંધવ ૪ પઇસા ભાર અજમોત ૪ પઇસા ભાર પિંપર ૪ પઇસા ભાર જવખાર ૪ પઇસાભાર સુંઠ ૪ પઇસાભાર હિંગ ૪ પઇસાભાર એ સરવેને ખાંડી ફાકી કરી હથેળી ૧ ભરી દરરોજ સવારે ફાકે તો પેટમાંમાંનો દુખાવો મટીને ખરી ભુખ લાગે.

ત્રીજો ઉપાય—હિંગ, સુંઠ, મરી, પિંપર ઝીણી, કાળાં મરી, જીરૂ, શાહાજીરૂ, અજમોદ, સિંધવ, સંચળ એ સરવે જણશો સરખે ભાગે લેઇ તેને બારીક વાટી ચુરણ કરીને હિંગને અગ્ની ઉપર ફુલાવી ભુકો કરી માંહી નાંખીને દરરોજ સવારે તોલો પા ખાઇને ટાઢા પાણીમાં ઉતારે તો તેના પેટમાંનો વાયુ તથા દુખાવો મટીને ભુખ સારી લાગશે અને ખાવા ઉપર રૂચી થશે તથા શરીરમાં હુંશીઆરી આવશે એનું નામ હિંગાષ્ટક ચુરણછે.

ચોથો ઉપાય—એલચી, ચીતરો, વડલુણ, હિંગ, સંચળ, અજમોદ, સિંધ, મોથ, જવખાર, પકર, સાજીમુળ, ખાટા અનારના દાણા સડકચુરો, ધાણા, જીરૂ, સાથરાહરડે, પિપરીમુળ, ઉપલેટનીજડ, સુંઠ, મરી, પીપર, અરડુસો, એ સરવે સરખે વજને લેઇ ખાંડી ઝીણાં કરી દરરોજ પઇસા ૧ ભાર ફાકે તો ભુખ લાગે ને ભાતભાતના વાયુના રોગ મટે. જેને વાયુનું દરદ હોય તેણે વાયડાં કઠોળ તથા હરેક વાયડી ચીજ ખાવી નહી કેમ જે વાયુવાળાને તે બહુ અવગુણ કરતા છે માટે ન ખાવી.

---

## તાવનો ઉપાય.

તાવ નવ તરેહના હોયછે. તેમાં પાંચ જાતના એવા હોયછે કે ઓસડથી કદી મટનાર નહી, પરમેશ્વર મેહેરબાની કરે તોજ મટે.

તાવનો ઇલાજ એછે જે લાંઘણ કરવી એટલે એક આખો દાહાડો ભુખ્યા રેહેવું. કદાપી તાવમાં ભુખ લાગે તો મગ વિના બીજુ કાંઈ ખાવું નહી શરીરમાંથી તાવ જાય ત્યાર પછે એક અઠવાડીઆ લગણ ઘી, દુધ, દહીં તથા બીજી હરેક ભારે ચીજ ખાવી નહી. ખાય તો ફરીથી તાવ આવે.

તાવનાં ઓસડ—સોનામુખી રૂ૧) ભાર કરીયાતુ રૂ૧) ભાર એ બઉને પાણી શેર ૦ાા મુકીને ઉકાળીને તેમાંથી પાણી શેર ૦। રહે

ત્યારે લુગડે ગળીને પાવું તેથી તાવ નરમ પડશે પણ સાંજ સવાર એ પ્રમાણે દીવસ ૨ સુધી પાવું ને તાવ ગયા પછે કૌવત આણવાને નીચે પ્રમાણે ઉપાય કરવો.

કરીયાતાની પાંદડી ૨૧) ભાર ધાણા ૨૧) ભાર સાકર ૨૧)ભાર એ ત્રણેને ઉકાળીને તેનું પાણી સવાર સાંજ પીએ તો ગયેલા તાવ વાળાને ઘણો નફો કરે, ને કૌવત પણ આવે, ભુખ લાગે. એ તાવ વાળાને કોઇપણ જાતનો સરબત પીવા દેવો નહીં ને ખાવાનું હલકુ ને થોડું પચતું આપવું.

તાવવાળા માણસને ઉલટી કરાવવી કે તેથી પરસેવો આવી તાવ ઉતરી જાય. મીઠળ તોલો ૦ાા સિંધવ તોલો ૦ાા એ બેને ખાંડી ઝીણાં કરીને ઉના પાણીમાં આપવું કે તેથી ઉલટી થાયછે. અથવા મધ ને પાણી ઉનું કરીને પાય તો તેથી પણ ઉલટી થાયછે.

તાવવાળા માણસને જુલાબ આપવો તેની વીગત—ઇંદરવય- ણાની જડનો ભુકો તોલો ૦ાા તથા ખાંડ તોલો ૧ાા એ બેઉને એકઠું કરીને ઉના પાણી સાથે આપવું કે તેથી જુલાબ આવશે ને તાવ ઉ- તરશે. તાવવાળા માણસનું બીછાનું તથા સુવાનો ઓરડો ચોખો રાખ વો જોઇએ. તથા હવા આવવા જવાને બારી બારણાં ખુલ્લાં રાખવાં જોઇએ. ને તેના આગળ ગરબડ કરવી નહિ. કેમકે તાવવાળાનો જીવ ગભરાય, માટે કામ જેટલું બોલવું.

---

## શરીર ઉપર ચોપડવાને તથા કાનમાં મુકવાને ગુલાબનું તેલ કાઢવાની રીત.

ગુલાબના ફુલની તાજી પાંખડીઓ લઇને એક પોહોળા મો- હોડાના કાચના શીસામાં અથવા હરેક સારા વાસણમાં નાંખીને તે ઉપર તલનું મીઠું તેલ રેડવું કે તેથી પેલી ફુલની પાંખડીયો બધી ઢંકાઇ જાય પૂછી તેનું મોહોડું બુચ અથવા દાટો દઇને મજબુત બંધ કરવું ને ૪૭ દીવસ સુધી તડકામાં મુકવું. પછી બાહાર કાઢી ચોળીને ગાળવું. જો તેલ ઘણું જોસદાર કરવું હોય તો ગુલાબનાં ફુલની બીજી મોસમ આવે ત્યારે ફરીને તેજ તેલમાં બીજા ગુલાબનાં ફુલ નાંખીને ઉપર કહ્યા પ્રમાણે કરવું. એ રીતે ચંબેલી તથા મોગરાનું તેલ પણ નીકળેછે. એ તેલ શરીર ઉપર ચોપડવાને ઘણી જગોએ કામ લાગેછે. તથા કાનમાં મુકવાને પણ કામનુંછે.

## ચસકા સુળ તથા લોહીવિકારના સોજા ઉપર ચોપડવાને કપુરનું તેલ કાઢવાની રીત.

અળશીનું અથવા તલનું મીઠું તેલ રૂ૬) ભાર તથા કપુર રૂ૧ાા ભાર એ બેઉ જણસ લેઇને પ્રથમ કપુર ખલમાં નાંખીને તેને ખુબ ઘુંટવો ને તેમાં થોડુંથોડું તેલ નાંખતાં જવું પછી બારીક વટાય એટલે તેમાં બધું તેલ નાંખીને એકરસ કરવું પછી ઝીણા લુગડામાં નાંખીને ગાળવું ને તેને એક શીસામાં ભરીને તેને મજબુત બુચ દેઈ રાખવો. એ તેલ શરીર ઉપરનાં હરેક દરદ ચસકા શુળ લોહીવીકારના સોજા તથા એવાંજ બીજાં દરદ ઉપર ચોપડવાને ઘણું કામ આવે છે. કદાપી અફીણનો કસુંબો એ તેલમાં રેડીને ચોપડે તો તેથી વધારે ગુણ થાય છે.

---

## રગતપીતનો ઉપાય.

રગતપીતનું દુઃખ ઘણુંજ ખરાબછે, તેની નીશાની એછે જે હાથ તથા પગ ફાટીને લોહી નીકળે, નખ કાળા થાય ને ખરી પડે ને કોઈ કોઇ માણસના શરીર ઉપર રૂપયાના ચકરડા જેવાં ચાંદાં પડેછે, તથા નખ પણ કાળા થઈ જાયછે. તેનો ઉપાય એછે જે, સાપની કાંચળી માસા. ૨ ખજુર સાથે ખવરાવે તો આરામ થાય. રગતપીતનાં ચાંદાં પગની પાટલીની હેઠે તળીયામાં નાસુર પડે તો તેનો ઉપાય એ છે જે હળદર માસા ૧૦ પારો માસા ૫ ગાયનું ઘી માસા ૩૦ એ સરવેને ૪ પોહોર સુધી સારી પેઠે ખલ કરવું પછી વિલાયતી રેસાનું કપડું જેને લીટ કરીને પણ કહેછે તેની પટી ઉપર, ઉપરની દવા ચોપડી પછી તે ઉપર કાળા મલમની પટી મારે તો રગતપીતનાં નાસુર મટે.

---

## મોતીયો તથા આંખના બીજા રોગનો ઉપાય.

મોતીઓ તથા પરવાળું તથા આંખ દુખતી હોય તો ખાપરીયું રૂ. ૧) ભાર, ચીનાઈ સાકર રૂ૧) ભાર, પુરતગાલી તપકીર રૂ. ૧) ભાર, હીમજે હરડે રૂ૧) ભાર, એ સરવેને ખાંડી બારીક કરીને લીંબુના રસમાં દીવસ ૭ સુધી ખલ કરવું, પછી તેને છાંયડામાં સુકવવું, પછી ભરીમુકી આંખમાં સાંજે આંજે તો ઉપર લખેલાં દરદો મટે એ ઉપાય ઘણો ફાયદાકારક છે તે કરેથી માલમ પડશે.

## ધાતુપુષ્ટી મરદીનો ઉપાય.

ઉપાય પેહેલો—મોચરસ, અકલગરો, કાળીમુસળી, ધોળીમુસળી, બહુફળી, ઈંદ્રજવ, મીઠા ગોખરૂ, ગળોસત્વ, સુકાં વડગુંદાં, કઉચા, ઉટંગણ, બળબીજ, એખરો, ઓનીકબાલા અને બાવચી, એ સરવે વસાણાં બરાબર વજને લેઇ ખાંડી ઝીણો ભુકો કરી તેને હવાલે ચા ળીને જેટલું વજન વસાણાનું થાય તેથી બમણી ખાંડ મેળવી ઓસડ તૈયાર કરી દરરોજ સવારે હાથેળી ભરીને ખાય તો શરીરમાંથી નબ ળાઈ જઈને પુષ્ટ થશે અને મરદાઈ ઘણી વધશે તે એવી કે એક રાતમાં દસ સ્ત્રીનો સંભોગ કરી શકે એવું તીબેશાબી કહેછે.

ઉપાય બીજો—ખસખસનાં પોસ પઈસા ૨ ભાર, સુંઠ પઈસા ૨ ભાર, ધાવડીનાં ફુલ પઈસા ૧ ભાર, એ સરવે જણસ પાણી શેર ૬ માં ઉકાળી પછી શેર ૧ પાણી રેહે ત્યારે લુગડે ગળીને સ્ત્રીનો સં-ભોગ કરવાની પેહેલાં ૧ પહોર અગાઉ પીવું ને પછી ભોગ કરવો. તેથી જોર ઘણું આવશે ને કામ પેદા થશે.

ત્રીજો ઉપાય—લવિંગ, અકલગરો, સુંઠ એ સરખે વજને લેઈ ખાંડી ઝીણું કરી સોબત કરતી વખતે પુરૂષના છીદ્રની આસપાસ લ-ગાડેછે, ને પછી ભોગ કરતી વખતે એવી તેજ પેદા થાય જે તેના સ્વાદનો પાર નહી એવું તીબેશાબી વઈદ કહેછે.



## પેશાબ બંધ થાયછે તેનો ઉપાય.

ઈંદરવયણાની જડ પઈસા ૧ ભાર, આપે તો એક પહોરમાં પેશાબ તથા ઝાડો છુટે. બીજુ—કાંદાનાં બી,ગોખરૂ, કપાસ, કાકડીનાં બીજ એ ચારે જણસ સરખે ભાગે બે તોલા લેઈ ખોખરૂ કરી પા-ણી શેર ૬ માં ઉકાળીને તેનું પાણી શેર ૧ રેહે ત્યારે તેમાં સાકરની ચાસણી કરીને જેને પેશાબ બંધ થયો હોય તેને પાયતો પોહોર ૧ પછી પેશાબ છુટે. પણ ડુંટીની નીચે ગાંઠ બંધાઈ હોય તો મોતની ની શાનીછે તેને ઓસડ કરવું નહી બીજુ કપુર પુરૂશના લીંગના છીદ્ર માં મુકે તો ઘડી ૧ પછી પેશાબ છુટે. શુરોખાર છીદ્રમાં મુકે તોપણ પેશાબ છુટે. કળથી ઉકાળી તેનું પાણી પાય તો પેશાબ છુટે. ઉપરના દુખ ઉપર આ ઉપાય તાકીદથી કરવા કેમકે પેશાબ બંધ થાય તો મા ણસ ઘણું ગભરાયછે માટે તે ઉપાય તરત કરવા.

---

## દાંત, મોહોડું, ગળું તથા જીભનો ઉપાય.

ટાહાડા પાણીથી દાંત દુખતા હોય તો કેહેરૂવાલ રગનું લોહી સ-વરાવેતો મટે પણ જો ઊના પાણીથી દુખતા હોય તો સુવા દાંતમાં રાખે તો દુખતા મટે અથવા મસ્તકી દાંતની નીચે રાખે તોપણ મટે અથવા કનેરની જડ કે પિપરીમુળ દાંત નીચે રાખેથી મટે. જો દાંત ની જડમાં કીડા હોય તો હિંગનો ગાંગડો ઊનો કરી દાંત નીચે રાખે તો કીડા મરી જાય ભોંયરીંગણીનાં ડીડવાં દેવતા ઉપર મુકીને તેની ધુંણી દાંતને દેતો કીડા તમામ ખરી પડે.

---

## મોહું પાકે તેનો ઉપાય.

૧ મોહોડું અંદરથી પાક્યું હોય ને માંહે લાલ દેખાય ને લાલ છાલટાં પડ્યાં હોય તો કુંતરી, વાંસકપુર, નીસાસ્તો એ ત્રણ બરાબર વજને લેઇ ખાંડી બારીક કરી મોઢામાં ભભરાવે ને પછી મોં નીતરતું મૂકે તો દરદ મટે. સરખો તથા ગુલાબના કોગળા કરાવે તો પણ મટે. જો અંદરથી સફેતી દેખાય તો સમાક તથા ચંબેલી ફુલ એકઠું કરી બારીક કરીને મોંઢામાં રાખે તો ગરમી મટે.

૨ વળી મોહોમાં ચાંદી પડી હોય તો ધોળી તપખીર ગાંધીને ત્યાંથી લાવીને મોંમાં ભભરાવે ને પછી મોં નીતરતું મુકે તેથી ગ-રમી ઝરી જશે ને મોંમાંની ગરમી મટી જશે. તપખીર પઇસા ૧ ની લાવવી.

૩ ચીનીકબાલા એલચી અને કાથો એ ત્રણે જણશ ગાંધીને ત્યાંથી પઇસા ૧ની લઇને ત્રણેને એકઠી ખાંડી ઝીણો ભુકો કરીને મોંની ચાંદી ઉપર ભભરાવે તો તેની ચાંદી મટશે પણ મોં નીતરતું મૂકીને લાળ ઝરી જવા દેવી.

૪ ખડીયોખાર સોની લોકો વાપરેછે તે ગળાવીને વાટી બા-રીક ભુકો કરીને મધમાં મેળવીને ચાંદી ઉપર ચોપડી મોં નીતરતું મૂકવું એટલે ગરમી ઝરી જઇને સાફ થશે.

૫ કેટલાક માણસનું મોહો ગંધાયછે તેથી કોઇ સારા માણસ પાસે બેસતાં શરમાવવું પડેછે માટે તે મટાડવાને નીચે મુજબ ઓ-ષડ કરવું. કસ્તુરી, અગર તથા લવિંગ એ ત્રણે ચીજ ખાંડીને તેનો ઝીણો ભુકો કરીને ઘણા દિવશ સુધી દરરોજ દાંતે ઘસે તો તેથી મોં-હોની દુરગંધ મટે એ રોગવાળાએ રોજ દાંત ઘશીને દાતણ કરવું ને.

સુગંધી પદાર્થનું સેવન કરવાથી મટશે.

૬ કોઈ માણસના ગળામાં કોયલીનો મરજ થાય છે, તેની નીશાંની એવી છે જે એ રોગ લોહી બીગાડના વિકારથી અથવા નબળાઈથી થાય છે. ત્યારે તે માણસને ગળામાં દુખે અને થુંક ન ગળાય તથા ખાનપાન બંધ થાય. જો ગળામાં ઘણું દુખતું હોય તો જાણવું જે લોહિ વિકાર છે તેનો ઉપાય એ જે બેઉ હાથની કેહેફાલ રગનું લોહી કઢાવવું. જો વા કે નબળાઈથી દુખતું હોય તો મોહોમાં-થી ફીણ નિકળે. ને દુઃખ નહી કરે તો સારાં પાકેલાં અંજીર લેઈ તેને પાણીમાં નાંખી ઉકાળીને ગાળી લેઈ એક કાચના વાસણમાંભ-રીને રાત દાહાડો તે પાણી એક અઠવાડીયા સુધી પીએ તોગુણ કરે.

૭ જીભ ભારી થઈ હોય તો તેની નીશાની એ છે જે જીભ-ને સોજો આવે તેથી જભાં કઠણ ને ભારી થાય. જભાં હાલે નહી તેનો ઉપાય-નોસર. મરી, રાઈ, પીંપર બરાબર વજને લઈ ખાંડી, ઝી-ણું કરી જીભને મસળેથી ફીણ બાહાર નીકળેથી મટે.

૮ મોહોડામાંથી લોહી પડેછે તેનો ઉપાય અરડુસો રાતો ૨૧) ભાર તથા મધ શેર ૦। એ બેને ભેગાં કરી દરરોજ સવારમાં ચટાડે તો લોહી બંધ થાય.

૯ ગળું પડે એટલે ગળામાંથી બોલ ન નિકળે તેનો ઈલાજ એ છે જે સિંધવ, વજ, બાવચી, ભોંમીભોંગડો, હલદર, મરો, પીંપર એ સરવે જણસો બરાબર વજને લેઈ ખાંડીને બારીક કરી વસ્ત્રગાળ કરી કેટલાક દાહાડા મધસાથે ચાટે તો દુઃખ મટી જાય.

---

## મોહોડા ઉપર ખીલ કે છાઈ કેરોળીયા થાય છે તેનો ઉપાય.

૧ ગાલ ઉપર ખીલ થાય તો ફટકડીનું પાણી કરીને તે પાણી દરોરજ મોહોડા ઉપર ચોળવું કે તેથી ખીલ મટી જશે. અથવા ચોખા પલાળીને તેનું પાણી કાહાડી તે પાણીમાં ફટકડી નાંખી મોહો ઉ-પર ચોપડવું અને તેજ પાણીથી મો ધોવું, તેથી ખોલ તથા ફોલી-ઓ સરવે મટી જશે.

૨ ગાલ ઉપર છાંઈ કરોળીયો થતાં દાંત દાઢી નાંચેથી લોહી કઢાવે તો બેશક મટે. બીજું મુળાનાં બી તથા સસલાના દુધથી પણ મટે તથા તેલીયો દેવદાર લીંબુના રસમાં ઘશીને ચોપડે તો છાંઈ કરોળીયો મટી જાય. બેહેડાનાં ફુલ કે તલનાં ફુલને ચોળે તો મટે.

બાવચી લીંબુમાં વાટીને ચોપડે તોપણ મટે.

---

## કમળો તથા પાંડુ રોગનો ઉપાય.

પાંડુરોગ તથા કમળાની નિશાની એછે જે આંખોના ડોળા તથા નખ પીળા થાય, તથા કોઈને આખુ શરીર પણ પીળું થઈ જાયછે. અને શરીર નબળું પડી જાય છે. માટે તેનો ઉપાય એછે જે એર, પીંપર, ચીતરો, સડકચુરો, સુંઠ, વાવડંગ, એ સરવે સરખે વજને લઈ ખાંડી બારીક કરીને તેને બારીક વસ્ત્રે ચાળીને પછે લુહારની કોડમાં ઘડતાં જે લોઢા ઉપરથી ભુકો ખરે છે તે લાવીને બારીક વાટી વસ્ત્રગાળ કરી વસાણું કરતાં બમણે વજને માંહે મેળવવો. પછી તે દરરોજ સવારે ખાય તો પાંડુરોગ મટે. જો લોહીથી એ દરદ હોય તો તેથી કાળજામાં દુખે, રાત દાહાડો કરાર ન થાય મોહોડાનો રંગ ફરે, પેશાબ કાળાશપર થાય. એ દરદના ધણીનું કેહેફાલ રગનું લોહી લેવરાવે તો એ રોગ મટી જાય.

---

## વા ગોળાનો ઉપાય.

એ દરદનું નિશાન એછે જે પીઠ તથા કઠીયેર તથા કરમમા દુખ હોય કે જે કુલંજવાથી થાય છે. એ દરદમાં પેહેલા ત્રણ દિવસ સુધી દેહેસત ઘણી હોય. ત્રણ દિવશ ગયા પછી બીહીવું નહી. એ દરદમાં વૈદલોકો રાઇ આપે છે, અથવા નીસોતર કે ઇંદરવચણાની ગલ આપેછે જે ઓષડથી જુલાબ આવે તે ઓષડથી ફાયદો થાય બીજું મેંદો તથા હળદર એકઠું કરીને તેની રોટલી કરી પકાવી પછી એ રોટલી માસ ચાર સુધી ખાય તો પરમેશ્વરની મેહેરબાનીથી દરદ મટે.

---

## આદાશીશી અથવા આદાશીનો ઉપાય.

આદાશીશી જે માણસને થાય છે તે શરીરમાં નબળાઇથી થાય છે તેની નિશાની એ જે સુરજ ઉગે કે આદાશીશી લાગુ પડે એટલે માંથાની રગો તણાય તેથી એવું દુખે જે માણસ શરીરે જબરો વાઘ જેવા જોરાવર હોય તે પણ ગરીબ બકરી જેવા બની જાય છે તે દિવશ આથમે ત્યારે નરમ પડે ને વળી બીજે દાહાડે તેમજ દુખે તેનો ઉપાય એછે જે વજ, મરી, પીંપર, અને સુંઠ એ સરવે પાણીમાં

ઘશીને પછે લુગડે ગળીને નાકમાં સુંઘે તો મટી જાય. ને વાથી આદાશી ચહડતી હોયતો સતાવરીના તેલથી મટે. વળી માંથાના દુખનો ઉપાય લખ્યું છું કે તેથી માથાના તરેહ તરેહના રોગ મટે. સુંઠ માસા રા કેનર માસા રા ગાયનું ઘી પઈસા ૬ાા ભાર એ વસ્તુઓ ખાંડી ઝીણી કરી ગાયના ઘીમાં મેળવીને નાકમાં સુંઘે તો તેથી માંથાના તરેહ તરેહના રોગ મટે. જોવાથી માંથું દુખતું હોય તો એરંડાની જડ છાંયડામાં સુકવીને પાણીમાં ઘશીને માંથાને તથા પગને તળીએ ચોપડે તો માંથું દુખતું મટે. અને ગરમી અથવા પીતથી દુખતું હોય તો સુખડ ઘશીને ચોપડે તો તેથી મટે. મરી વાટીને અથવા ચીતરાછાલ ઘશીને ચોપડે તો તેથી પણ ઘણો ફાયદો થાય છે.

---

### ઉધરસ અથવા ખાંશિનો ઉપાય.

એ રોગને ઉધરસ ખાંસી અને ઠાંસો એ ત્રણે નામમાંથી જેની નજરમાં આવે તેમ તે કહેછે એ રોગ થવાનું કારણ તેલ મરચાં તેમાં પણ ખોરૂં તેલ અથવા હરેક ખોરી ચીજ ખાધાથીજ થોડો થોડો બીગાડ છાતીમાં ભેગો થયાથી ખાંસી પ્રગટ થાયછે, એ ઉધરસ ત્રણ જાતની થાયછે. પેહેલી જાતનીને સુકી ખાંસી કહેછે. તે ઉધરસ આવવાથી છાતીમાંથી કાંઈ પડતું નથી. બીજી જાતનીને છાતીમાંથી બળખા પડે છે ને નબળા માણસને હાંફણ પણ થાયછે. એ ખાંશી વધારે દીવસ રેહે તો તેની સાથે ઝીણો તાવ પણ આવેછે તેની નીશાની એ જે તે ધણીના હાથ પગ ઢીલા થઈ જાય, તેથી સુવાની મરજી થાય. પણ તે તાવ પાછો અરધા કલાક પછી ઉતરી જાય છે. ત્રીજી જાતની ઉધરસ આવવાથી છાતીમાં લોહી પડેછે અથવા લોહી બળખા સાથે ભેગાએલું હોય છે. એ પ્રમાણે એ રોગથી માણસ ઘણું ગભરાયછે, તે મટવાના ઉપાય નીચે મુજબ છે.

૧ પેહેલી જાતની સુકી ખાંશીનો ઉપાય—મીઠળ તથા સિંધવ ઝીણું બારીક ખાંડીને રુ૦ાા ભારની ફાકી ભરી ઉનું પાણી પીએ તો તેથી ઉલટી થાય. તેમાં કેટલીક કસર મટી જાય, પછી બીજે દિવશે નિચે કહ્યા પ્રમાણે ઓખડ આપવું.

ખસખસ રુ૦ાા ભાર વરીયાળી રૂ ૦ાા ભાર બદામનો મગજ રૂ ૦ાા ભાર કાકડીના બીનો ગર રૂ ૦ાા ભાર તડબુચના બીનો ગર રૂ ૦ાા ભાર દુધીના બીનો ગર રૂ ૦ાા ભાર સાકર રૂ૧) ભાર એ સરવેને સારી

સારી પેઠે ઘુંટીને પાણી કાહાડી ગળીને પછી ગાયનું ઘી રૂ ૦।। ભાર ગરમ કરીને તેમાં પેલું પાણી નાંખીને પાય તો ઉધરસ મટી જાય.

ખસખસનાં ડોંડવાં રૂ૦।। ભાર ખસખસ રૂ૦।। ભાર સાકર રૂ ૧) ભાર એ ત્રણે જણસને પાણી શેર ૦।। મુકીને ઉકાળી સવાર સાંજ પાય તો તેથી ખાંસી મટી જાય અને સુકી ખાંસી વાળાને ગાયનું ઘી, બદામ, માંખણ, બદામનું તેલ એવાં ચીકણાં વસાણાં ખવરાવવાં. બદામનું તેલ છાતી ઉપર ચોપડવું. અને જેઠી મધના શીરાના સોપારીના જેવડા કટકા કરી મોમાં રખાવી તેનો રસ ગળી જવાથી આરામ થશે.

જે ઉધરસના આવ્યાથી છાતીમાંથી બળખા પડે છે તેનો ઉપાય.

એ જાતના દરદવાળાને ઉલટી કરવાનું ઓષડ આપવું. તેથી કેટલીએક કસર નિકળી જશે, પછે નિચે કહેલો ગરમાળાનો પાક કરીને આપવો કે તેથી ખાંશી તથા હાંફણ બેઉ મટી જશે.

ગરમાળાનો ગર રૂ ૧૦)ભાર, સુકાં અંજીર રૂ ૨૧) ભાર,ગાવજબાન રૂ૩) ભાર, જેઠીમધનીછાલ કાહાડેલી રૂ૬)ભાર, પરદેશી આવસાન રૂ૩) ભાર, જોફા રૂ ૩) ભાર, ઉનાબદાણા ૨૫), સુકાં વડગુંદાં ૨૫), કેસર રૂ૦ ભારે, બદામનું તેલ રૂ ૧) ભાર, સાકર શેર ૨), એ સરવે જણશા લાવીને તેમાંથી સાકર, ગરમાળાનો ગોર, બદામનું તેલ અને કેસર એટલી જણશો જુદી રાખીને બાકી રેહેલી જણશોને ખોખરી કરી-ને પાણી શેર ૫) મુકી તેમાં દવાઇ નાંખીને ઉકાળવી તે પાણી શેર ૨) રહે ત્યારે નીચે ઉતારીને જરા ટાહાડુ પાડીને ચોળીને બારીક લુગડે ગળીને ફરીથી ઉનું કરી તેમાં ગરમાળાનો ગોળ ભીજવી મુકવો, તે ટહાડુ થાય ત્યારે ચોળીને ગળી લેવું, પછે તેમાં સાકર નાંખીને ચુલે ચહડાવીને ઉકાળવું, ને જરા ચાસણી પર આવે કે પેલું કેસર તથા બદામનું તેલ નાંખીને મેળવવું. ને જ્યારે કઠણ ચાસણી થાય ત્યારે ચુલા પરથી ઉતારી લેવું. ને ટાહાડુ પડે એટલે કાચના વાસણ-માં ભરી મૂકવું. તેમાંથી સાંજ સવાર બબે ચમચા ભરીને ચટાડવું તેથી દરરોજ ઝાડો સાફ આવશે. ખાંસી મટીને નબળાઇ જશે ને સારૂ થશે.

બીજો ઉપાય—જેઠી મધનો શીરો રૂ ૨) ભાર, બાવળનો સફેત ગુંદર રૂ ૨) ભાર, કડીયો ગુંદર રૂ ૨) ભાર, ઘઉંનો નીસાસ્તો રૂ ૨) ભાર, કાળાં મરી રૂ ૦। ભાર, સાકર રૂ ૨) ભાર, કેસર રૂ ૦। ભાર,

એ સરવેને ખાંડી ઝીણે લુગડે ચાળી પાણી નાંખી ગોળીઓ કરવી. પણ તે ગોળીયોમાંથી સવારથી તે સાંજ સુધીમાં ગોળી પાંચથી તે પંદર સુધી આપવી કે ચુશીને રસ ગળામાં ઉતારે એ ખાંશીવાળાને હલકુ ખાવાનું આપવું. દુધ, દહી, છાશ, માંખણ, ઘી, તુવરની દાળ એવી એવી ચીજો ખાવા ન આપવી. બદામનું તેલ ઘીની જગાએ ખાવા આપે તો ફાયદો થાય. તથા બદામનું તેલ છાતીએ મસળવું જોઇએ.

ત્રીજી જાતની ઉધરસ લોહી બળખા સાથે ભેળાએલુ હોયછે તેનો ઉપાય—એ રોગવાળાની ઉતાવળેથી બંને હાથની ફસોં ખોલાવવી. ને પછે નીચે પ્રમાણે ઓષડ આપવું. સાબરસીંગાનો ભુકો રંદો મારેલો ૩ ૦ાા ભાર, બાવળનો સફેત ગુંદર ૨ રાા ભાર, સાકર ૨ ૫) ભાર, પાણી શેર ૦ાાા લઇને તેમાં સાબરસીંગાનો ભુકો નાંખીને ઉકાળવો. જ્યારે પાણી શેર ૦ાા રહે ત્યારે સાકર તથા ગુંદર નાંખીને જ્યારે ઓગળે ત્યારે નીચે ઉતારીને ગાળી લઇને કાચના શીસામાં ભરી મૂકવું. પછે તેના છ ભાગ કરવા અને એકેકો ભાગ દિવસમાં ત્રણવાર આપવો. ને સાબરસીંગાનો ભુકો રંદો મારેલો ન મળે તો સાબરસીંગુ ઘશીને ૨ રાા ભાર લેવું.

બીજો ઉપાય—મોટાં ગુંદાં પાકો સેર ૧) લેવાં તેનો રસ કાહાડવો, તેમાં સાકર શેર ૦ાા ને આશરે નાંખીને ખુબ ઉકાળવું પછી જ્યારે તેની ચાસણી આવે ત્યારે નીચે ઉતારીને ચીનાઇ કાચના પ્યાલામાં ભરી રાખવું. તેમાંથી દર રોજ ૨ ૨) ભારને આશરે સવાર સાંજ ચાટવું કદાપી ગુંદાં નહી મળે તો ગુંદાંના પાંદડાનો રસ કાહાડી ને તેમાં સાકર મેળવીને હમેશાં પાવું. અથવા એ ખાંશી વાળાને તાવ નહીં હોય તો ગધેડીનું દુધ પાવું. અથવા સ્ત્રીનું દુધ પાવું. આ રોગ મટે ત્યાં સુધી લખવા વાંચવાનું તથા ઘણી મેહેનતનું કામ અને સ્ત્રીસંભોગ એ સરવે બીલકુલ બંધ રખાવવું ને ગરમ ખોરાક બીલકુલ ખાવો નહી. એ શિવાય કોઇને ખાંશી સાથે હાંફણ થાયછે તેનું ઓસડ બીજી જાતમાં કહ્યા પ્રમાણે કરવું પણ એકલી વગર ખાંસીની હાંફણ થતી હોય તો કુંદનો કાવો દુધ વગરનો થોડી સાકર નાંખીને પાવો. કુંદ તોલે બમણાં નાંખવાં. વળી હાંફણ વાળાના પગને ઘણા ગરમ પાણીએ ઝારવા તથા પગને ઘણા ઉના પાણીમાં બોળી રાખવાથી ઘણો ફાયદો થાય છે. વળી જેને ઉધરસ થઇ હોય તેણે જવખાર

મોહોમાં રાખવો, તેથી પણ મટેછે.

## ગરમીની નીશાન.

જો પીતથી રોગ પેદા થાય તો ગરમી તથા ખુશકીની નીશાન છે. મોહોડું પીળું થાય અને તરસ લાગે જો સરદી કરે તો દરદ જાય. પીતના ધણીની નાડ ઉતાવળી દોડે જ્યાં ખુશક થાય. પીતના ધણીની એવી નીશાન છે જે હર ઘડીતેને શરદી ઉપર ખાયશ હોય. જેમ પાણી વિના માંછલી તરફડે તેમ પીતના આજારનો ધણી પણ માંછલીની માફક તરફડે છે.

## વાની નીશાન.

વાની નિશાન પીતની નિશાનથી ઉલટી જાણવી, તનમાં ખુશકી થાય, શકિત જાદે હોય, બોલવાથી મોહો ઘડી ૧ ) બંધ નહી રેહે, બહુધા વિશ્વાસથી હમેશાં કાયલ હોય, રાત દીવશ હાથના દરદથી પોકારે. ને તલી તથા બાવાશીર જાહેર થાય, પેશાબ રોગના જેવો હોય એવી રીતની નિશાન વાના ધણીની છે.

## રસવિકારની નિશાન.

બલગમની નિશાનને વાસ્તે આગલ્યા વૈદોએ એમ લખ્યું છે કે તેનું મોહોડું હમેશાં સફેત હોય, પેટની ગરમી હોય, ભુખ થોડી લાગે, પાચન નહી થાય, ઉંઘ જાદે હોય, તનમાં સુસ્તી હોય કદમને પરશેવો હોય, તબીયત ગરમી ઉપર ખાએસ મંદ હોય, શરદ ચીજ કે પાણીને નહી ચાહ્ય.

## લોહીનિ નિશાન.

જ્યારે શરીરમાં લોહી વધારે થાય ત્યારે નાખુશી પેદા થાય. મોહાડામાં મીઠાશ હોય, માથું ભારે હોય, આડ બુડા સુસ્ત થાય, ને હરઘડી એ સબબ માંદગી સુસ્તી હોય, દેમાગ ખુશક થાય, મોહો-ડું સુકાય, તમામ જાતની ચામડીને ખરેજ થાય, ગાલ લાલ થાય, પેશાબનો રંગ સુરખી પકડે, તમામ રોગોથી નાડની રગ ઘણી ધડકે એ નિશાન લોહીના ધણીની છે.

## રોગ ઓળખવા તથા તેના ઉપાય કરવા બાબત.

વા તથા પીત તથા બલગમથી માણસોને દરદ પેદા થાય છે. જો એ ત્રણ ચીજમાંથી એકની વૃધી થાય તો તેથી શરીરમાં રોગ પેદા થાય છે. ને જો એ ત્રણે ચીજ શરીરમાં જોર કરે તો તે રોગને મોતની નિશાન છે. ફારસ શેહેરમાં વૈદોની આગળ માણશોને રોગની ચાર તરેહ છે, એક વા, બીજું પીત, અને ત્રીજુ બલગમ, અને ચોથુ લોહી, હવે એ ચારે તરેહની નીશાન યાદ રાખવી કે પીત ગરમ છે, લોહી ગરમ છે વશરદ છે ને બલગમ ઘણી શરદ છે.

---

### સ્વાદના ગુણ.

હિંદુસ્તાનના તથા રૂમના વૈદોએ ખાવામાં નવ તરેહની લેહેજત કહી છે. પેહેલી. ૧ મીઠું , મોળું, ૩ ચીકણું, ૪ તલખી, ૫ કડવું, ૬ ખારૂં, ૭ બળેલું, ૮ તીખુ ૯ ગરમ. એ સરવેના ગુણ ગરમછે, કાબેજ તથા બેનીમક તથા બેમજે ફીકું એના ગુણ સાધારણ છે. કસાએલું શરદ છે. ખાટી ચીજ ઘણી શરદ છે. જો એક ખાણમાં ત્રણ વસ્તુઓ એકઠી છે, તો તેમાં જે વસ્તુ ઘણી હોય તેના સ્વાદમાં પેલા બંને મળી જાય, તેથી ઘણી હોય તે વસ્તુની સ્વાદ માત્ર આવે. માટે અસલ ખાંણની જાત નવ તરેહના સ્વાદ ઉપર રાખી છે માટે સરવે ચીજમાં એ રીતે અજમાવી જોવું. તેથી બધી ખબર પડશે.

---

### ગુમડાનો ઉપાય.

ગુમડાં થાય તો નીચલાં વસાણાનું પાણી પીએ તો ગુમડાં મટી જાય. હરડાં, બેહેડાં, આમળાં, ધાણા, સુખડ એ પાંચ ચીજને માટીના વાસણમાં નાંખીને તેમાં કુવાનું મીઠું પાણી રેડવું. પછી તેને ભીજવી રાખીને તે પાણી ગાળીને જેને ગુમડાં થયાં હોય તેને પાવું, અને જ્યારે તરસ લાગે ત્યારે તેજ પાણી પાવું, તેથી ગુણ થાય છે. પણ ગુમડાં થયાં હોય તેણે તેલ આંમલી, મરચુ અને બીજી હરેક ગરમ ચીજખાવી નહી. કેમકે તેમાંથી ઝાડો આવે અથવા મરડો થાય, તેથી હેરાન ગતી થાય, માટે એ દરદ વાળાએ ખાધાનો વિચાર રાખવો.

---

## ભાતભાતનાં દરદ ઉપર તાવ પરમીઓ અને પેશાબ ગળતો હોય એ વિગેરે મટવાને ગળોનું સત્વ કહાડવાની રિત.

ગળોનો ભારો એક લાવીને ઘણા પાણીમાં ધુએ પછે ગળોના આરચાર આંગળના કટકા કરે. પછે તે કટકાને, એક માટીના વાસણમાં ઘાલે ને તે વાસણમાં વરસાદનું પાણી નાંખીને રાત એક રાખે. ખુબ તરેહથી તર કરે પછી બીજે દિવશે તેને છડકો મારે. તે દેખાય કે તેમાંથી સત્વ બાહાર નિકળ્યું કે પછી તેમાંથી કચરો બાહાર કાઢવો. અને તે પણીને ઘડી એક સુધી હલાવવું નહી. જે સત્વ પાણીની નિચે ઠરે ત્યારે પાણી ઉપરથી નીતારી નાંખી જે સત્વ રહે તેને છાંયડે સુકવે, પછે તે ઉપર કહેલા દરદો ઉપર કામમાં લાવે તેથી ઘણોજ ફાયદો થાય છે.

---

## આંબોઈનો ઉપાય.

ગાંઠ ખસેછે તેને લોકો નાભી તથા આંબોઈ ખસે છે એવું કહેછે, પણ તે ખોટું છે. લોકો તે ગાંઠ એટલે આંબોઈને ચોળાવેછે, અથવા મંત્રાવે છે અથવા પેટે હાંલાનું ખાલી આતસી રમકુ મુકાવે છે કે પગને અંગુઠે અથવા ઘુંટણને તાણીને બંધ બાંધે છે, પણ એ ખસવાનીવાત તદન જુઠીછે કેમકે તે વાત મુગલાઇ તથા ઇંગ્રેજી વઇદો કબુલ રાખતા નથી તથા મંત્રાવેછે તેતો કેવળ મુરખ છે. અસલના વઇદક શાસ્ત્રમાં ગાંઠ ખસવાની બાબત કોઇપણ ઠેકાણે લખી નથી. ઘણા લોકોને ઝાડો થાય છે અથવા પેટમાં દુખે છે કે તાવ આવેછે અથવા વાંસો ફાટે છે ત્યારે આંબોઇ તથા નળ ટળવાના વહેમથી આંબોઈ ચોળાવેછે કે મંત્રાવેછે તેથી વહેમમાં ને વહેમમાં ઘણા દહાડા વીતી જાયછે ને રોગનું જોર વધી પડેછે માટે તે વીશેની ખરી વાત નીચે પ્રમાણે છે

આંબોઈ અથવા ગાંઠ ખસવાના ઉપાય જે સગળા લોકો કરે છે તે એક તરેહનો સુળવા એટલે ઓચિંતો પેટમાં દુખવાનો રોગ કોઇને થાયછે. માટે શુળવાયુ થયો હોય તેણે આ ચોપડીમાં શુળવાયુનો ઉપાય લખ્યોછે તે પ્રમાણે ઓસડ આપવું. પણ જો તેથી ન મટે તો જુલાબ આપવો ને જુલાબ આપવાથી ઝાડો ન આવે તો સમજવું કે એ ધણીનાં આંતરડાંએ વળ ખાધાછે એ વળ ખાધાનું

કારણ એ કે ઘોડા ઉપર બેઠો હોય ને એકાએક ઘોડો કુદે તેથી પેટ ચેકલાય તથા કુદવાથી કે છલંગ મારવાથી અથવા ગજા ઉપરાંત ભારે બોજો ઉચકવાથી અથવા ઉંચી જગાપરથી પડવાથી કે ખાડામાં પગ પડવાથી અથવા આંતરડું ગોળીમાં ઉતર્યાથી વળ ખાઇ જાયછે અ- થવા તે જગોએથી ખશી જાયછે ત્યારે એકાએક પેટમાં એક જગોએ દુખે ને શુળ મારે તેવામાં ગોળીની કોથળી (પુરૂષના અને પગની નીચેની) સુજે ને ગોળી મોટી થાય ત્યારે જાણવું કે અતરગળ થવાની નીશાન છે. પણ જ્યારે આંતરડું વળખાવાથી અથવા ખસ્વાથી દુખ થાય છે ત્યારે તેનો ઉપાય એછે જે એ આજારવાળાને ચતો અને સરખો સુવાડવો. પછી તેના પેટને ધીરેથી એવી રીતે ચોળવું કે આં- તરડાંનો વળ હોય તે છુટે. અથવા ખસેલું હોય તે ઠેકાણે આવે. એ રીતે કરવાથી ફાયદો ન થાય તો તેના ટેટાને મજબુત દોરીથી તાં- ણીને બાંધવાં ને પછી ચાર જણ મળીને તેના હાથ તથા પગ ઝાલીને તેને ઉચકે તેથી તે કમરમાંથી વાંકોવળી જાય ને તેનું પેટ દબાઇ જાય. પછી તેને પાંચ સાતવાર હીંચોળે એટલે આણીગમ તેણીગમ હલાવે તેથી પણ આંતરડાંનો વળ છુટે.

એ રીતે કરતાં પણ ન મટે તો આ ઉપાય કરવો કે, એક જી- વતો પારો (મારેલો નહિં ) ધોઇ સાફ કરી ૨૫) ભાર લેઇ રોગીને ઉભો રાખી પાઈ દેવો. મુગલ વઇદો પાંચ તોલા પારો પાવાનો હુકમ આ- પેછે પણ ઈંગ્રેજી વઇદો તો એક રતલ સુધીનો હુકમ આપેછે કેમકે તે પાયા પછી ઝાડાવાટે તરત પાછો નીકળી જાયછે ને આંતરડાંનો વળ છોડવેછે. કાચો પારો પાયા પછી તેને થોડાંક ડગલાં ચલાવવાં પછી ઉભો રાખીને તેના પેટને અને હાથે ઉપરથી એવું દબાવવું કે તેથી પારો નીચે ઉતરીને આંતરડાંનો વળ છુટે અથવા ખસેલું ઠેકા- ણે આવે ને પારો ઝાડાવાટે નીકળી પડે. કદાપી પારો પાયા પછી ઝાડાવાટે ન નીકળે તો આજારીને થોડીવાર ઊંચો ટાંગવો કે તેથી મોંવાટે નીકળી પડશે. પારો ધોવાની રીત એછે જે હરડાં, બેહેડાં અને આંબળાં લઈ ખોરાં કરીને તેને મીઠાપાણીમાં ગાળીને તેમાં પારાને નાંખીને સારીપેઠે ચોળીને ધોઇ કાઢવો. પાંચ કલાકસુધી તેને ભીજવી રાખવાં પછી તે પાણી બીજી રીત પારો ધોવાની એછે જે પારો શેર ૦॥ લેઈ માટીના વાસણમાં નાખી તેમાં પાણી શેર ૧) નાંખી ધીમાં તાપ ઉપર મૂકી ઊનો કરવો. કદાપી પાણી બળી જવા

આવેતો બીજુ પાણી રેડવું પછી તે પાણી કાળાટ પકડે કે તરત નીચે ઉતારી પાણી કહાડી નાંખી તેમાંથી પારો ટાહાડો પાડી દેવો.

એ સરવે ઉપાયો કર્યાથી આંતરડાં ઠેકાણે આવે અથવા તેનો વળ છુટે, પછી તેને પેટે એક બનાતની પેટી જાથુ રાખી મૂકવી કે તેના ગુણે કરીને ફરી વળ ખાય નહી. જો એ રોગથી ગોળી મોટી થઈ હોય તો તે ધણીએ હમેશાં કચ્છો ભીડાવેલો રાખવો એ ઠીકછે.

---

## પાણીમાં ડુબેલા માણસનો ઉપાય.

જે માણસ પાણીમાં ડુબેછે તેને પછી બાહાર કહાડી કેટલાક લોકો તેને ઉંચો ટાંગેછે અથવા હીંચકા ખવરાવે છે અથવા તો પીપ કે ચરકડાં ઘાલીને ફેરવેછે તે એવા વીચારથી કે પીધેલું પાણી નીકળી જાય પણ એ વિચાર ભુલ ભરેલો છે કેમકે ડુબેલા માણસનો સ્વાસ બંધાઈ જાયછે તેથી તેના પેટમાં કાંઈ જઈ શકતું નથી માટે ઉપર કહેલો ઉપાય કરવાથી વખતે ડુબેલા માણસનો પ્રાણ પણ જાયછે. વાસ્તે નીચે કહ્યા પ્રમાણે ઉપાય કરવો. ડુબેલા માણસનું માથુ તથા ખભા પકડીને ઘેર લઈ જવો. પછી તેને ભીનાં લુગડાં કાહાડીને કોરાં પહેરાવવાં પણ આખું શરીર પેહેલાં લુછીને કોરૂ કર્યા પછી લુગડાં પહેરાવવાં ને તેના શરીર ઉપર ઉનની કમાળી અથવા ઉનનાં લુગડાં શરીર ઉપર લપેટવાં ને તેને ઉનના અથવા રૂના બીછાના ઉપર સુવારવો ને તેના માથા ઉપર છાંયડો કરી તેને તડકામાં રાખવો. ને તેનું મોહોડું તથા નસ્કોરૂ વારેવારે લુશીને સાફ કરવું અને ઈંટ તથા નળીયાં ગરમ કરી અથવા ઉંના પાણીથી તેના પગતળીએ તથા ડુંટી ઉપર તથા બગલમાં તથા ઘુંટણના સાંધાઓમાં સારી પેઠે શેક કરવો અથવા બને તો મોટું ઉના પાણીનું વાસણ ભરી તેમાં તે ડુબેલા માણસને બેસાડવું ને તેનું શરીર સારી પેઠે મસળવું તથા રગડવું ને તેનો શ્વાસ બંધ થએલો હોય તે ચાલવા સારૂ તેનું ફેફસું ફુલાવવા સારૂ નાકના એક તરફના નસકોરામાં નળી ઘાલીને ફુંક મારવી તે વેળા બીજીતરફનું નસકોરૂ તથા મોહોડું દાબી બંધ કરી રાખવું કે પેલો પવન બહાર નીકળી ન જાય ફેફસામાં વાગેથી જરાક પેટ ઉંચુ થએલું દેખાય કે ફુકવું બંધ કરવું ને નસ્કોરાં તથા મોહોડામાં પવન જવા દેવો એવી રીતે થોડોથોડી વારે કરતા રેહેવું બને તો થોડુંથોડું ઉનુ પાણી પણ પાતા રેહેવું તે થોડેથોડે વારે હરેક ઓસડ

કે હાજર હોય તે સુરત રાખી સુંઘાડતાં રેહેવું એટલે દુખેલુ માણસ બફલત થાય નહિ અને હુંશીયારીમાં રહે સારી રીતે શુદ્ધિમાં આવે.

---

### બરોળ તથા અભેતરીનો ઉપાય.

પેહેડુના દરમીઆન વચમાંથી લોહી કઢાવે અથવા હાથની રગ ઉપર નસ્તર મરાવે તેથી બગડેલુ લોહી નિકળ્યાથી સારૂ ન થાય તો બીજો ઉપાય એ જે રાઈ પઈસા ૯ ભારમાં ગાયનું મુતર એકઠું કરીને દરરોજ સવારે પીએ તો રોગ મટે.

---

### ચુંક તથા શુળવાયુ તથા મોરચીનો ઉપાય.

શુળ વાયુ એછે જે એકાએક પેટમાં આણીગમ પેલી ગમ ફરતી શુળ મારે ને જોરથી દુખીને ચુંક આવે ને શુળવાયુથી કોઈને એવું કઠણ દુખે તે સેહેવાય નહી એ રોગવાળાને ઝાડો પણ કબજ થએલો હોય છે. એ રોગ થવાના ઘણા સબબો હોય છે. ઘણું કરીને વાયુંના જોરથી ઉઠેછે. એ રોગ ઉઠે તેને પ્રથમ તપાસવું જોઈએ કે એ દીને તેને ઝાડો સાપ આવ્યો હોય અથવા ન આવ્યો હોય, અથવા ઝાડો સાફ આવ્યો હોય ને કાંઈ ભારે ખોરાક પણ ન ખાધો હોય ને શુળ મારે ને પેટમાં દુખતું હોય તો નીચે કહેલું ઓષડ કરવું. કોલમનો ભુકો રૂ. ૦॥ ભાર સુંઠનો ભુકો રૂ ૦॥ ભાર કાળાં મરીનો ભુકો રૂ ૦॥ ભાર અફીણ ઘઉ ૧) ભાર એ ચારે જણસો મધમાં મેળવીને ચટાડવું ને ઉપરથી ઉનું પાણી પાવું અથવા એ દવા ગરમ પાણીમાં નાંખીને પાવી એ દવા આપ્યાથી દુખતું નરમ પડ્યા પછી બીજે અથવા ત્રીજે દીવસે કાચું દીવેલ બેથી ત્રણ ચમચા સુધી સુંઠના કાવામાં અથવા આદાના રસમાં રેડીને પાવું ને શુળ નરમ નહી પડે ને ઝાડો પણ ન આવે તો ફરીથી કાચુ દીવેલ ત્રણથી ચાર ચમચા સુધી ઊના પાણીમાં પાવું અથવા સુંઠના કે ફુદીનાના કાવામાં પાવું ને તેથી પણ ન મટે તો એ દવાને પીચકારીમાં ભરી ઝાડાની વાટે પીચકારી મારવી ને એ દુખ અજીરણથી હોય તો અફીણ ન આપવું. કેમકે તેથી ઉલટું નુકશાન છે.

બીજો ઉપાય—સુંઠ રૂ ૦॥ ભાર સંચળ રૂ. ૦॥ ભાર સિંધવ રૂ. ૨) ભાર કાળાં મરી રૂ. ૦॥ ભાર પિપર રૂ. ૦॥। ભાર એ સરવે જણસોને બારીક ખાંડી ઝીણે લુગડે ચાળી તેના બે ભાગ કરી

એક ભાગ મધમાં ચટાડવો ને ઉપરનું પાણી અથવા ફુદીનાનો રસ પાવો એથી પણ એ રોગ મટેછે.

---

## ધનુર (ધનકવાનો ઉપાય.)

ધનકવા બે જાતનો થાયછે, તે બેઉની જગા માથાન મગજમાં હોયછે, તેમાં એક માદા અને બીજો નર હોય છે જે માદાછે તે ખુશકછે. એ દરદથી આદમીનું તન કમાનની પેઠે પેચસ ખાવછે તમામ રગો ખેંચાયછે. ને કમર પીઠ જાંગ ટુટે એ આજારને હિંદુસ્તાનમાં ધનકવા કહેછે. એ રોગનો ઉપાય નથી. કેમકે એ રોગ થએલું માણસ કોઈ ઉગરતુ નથી તેમાં જે મહા ખુશક છે તે ત્રણ દીવસમાં મરે ને જો તેને ત્રીજે દીવસે ઇશ્વર ઉગારે તો તે નવે જનમે આવ્યો. તે વીશે વૈદ કહ્યું છેકે જે ફાલેજનું ઓસડ જે તસનુંજર છે તેને ફાયદે મંદછે.

## નાસુર નસ્કોરી તથા નાક બંધાઈ જાયછે તેનો ઉપાય.

જેને નાકમાં નાસુર થાય તો તે નાસુરનું સર લોઢાના હથીયારે કાપી પછી આંગળાં અંદર ઘાલીને જડમાંથી મોહોડા તરફ બાહાર કાઢે. પણ નાસુરનું સર કાપે તો તે ઉપર મીઠળ તથા મધ મુકે કે જેથી તમામ મુરદાલ માંસને ખાય, તેથી નાસુરનું નામ નિશાન નહિ રહે. બીજુ તે હમેશ ગોહાર ઉપરની ભાંગ ખાય તો ફાયદો છે. અથવા ભાંગ ખાધાથી વધારે થાય તો લોઢાના હથિઆરે તેની જડને ચીરીને તે જગો ઉપર ડાગ મુકે તો મટે.

નસ્કોરી ફુટી હોય તો નાક વાટે ખાળની માફક લગભગ લોહી નીકળેછે. તે ઘણું કરીને લોહી વધવાથી કે અંદરની એક રગ ચીરાયાથી એમ થાયછે. એ આજારના ધણીને ખુશીયા બે તા૦ બેઉ જાંઘ બાંધે ત્યારપછી અરડુંસાનો રસ મધ સાથે પાય. બીજુ કીંદરૂ પૈસા ૧) ભાર અફીણ પૈસા ૧) ભાર મજીઠ પૈસા ૧) ભાર કરોડીયાનો ગર પૈસા ૧ ભાર એ ચાર ચીજને બારીક વાટીને તેની વાટ બનાવી નાકમાં રાખે તો ઉપર કહેલાં બન્ને જાતનાં દરદ મટે. અથવા નસ્કોરી ફુટી હોય તો ખેતરની કાળી માટી અથવા તે ન મળે તો ધણના કાંકરા માટીના લઈ તેને ભીજવીને તાળવે મુકે ને થોડીક

સુંઘે તો તેથી નસકોરીનું વેહેતું લોહી તરત બંધ થશે.

નાક બંધ થાય ત્યારે કલોંજી ગધેડાના પેશાબમાં મેળવી હમેશાં નાકમાં મેલે તો ફાયદો થાય. બંદાલનો રસ તથા આદમીનો પેશાબ કાનમાં મુકે તો તેથી પણ મટે.

## સલેકમનો ઉપાય.

સળેકમ ગરમીથી થયું હોય તો, સરકો છાશ, ને કસકાબ ( જે જવના લોટનો બનેછે ) તે ખાય તો મટે. ગરમીથી થયાની નિશાની એ છે જે સળેકમ પાતળો ને ગરમ બાહાર નિકળે, જો સળેકમ જાડો ને પરાણે બાહાર નિકળે તો શરદીથી જાણવો તેનો ઉપાય. ખસખસના પોસ પૈસા ૨) ભાર સુંઠ પૈસા ૧) ભાર ધાવડીનાં ફુલ પૈસા ૧ ભાર એ સરવે પાણી શેર ૬ માં ઉકાળી જ્યારે પાણી શેર ૧) રહે ત્યારે લુગડે ગળીને સુતી વેળા રાત ૩ સુધી પીએ તો મટે. બીજુ એલચી પૈસા ૧) ભાર લવિંગ પૈસા ૧) ભાર મોહોડામાં રાખે તો તેથી મટે. શરદીનું સળેકમ મટે. સરશીયું તેલ કેટલાક દિવસ સુધિ સુંઘે તો મટે તથા કલોંજી સુંઘે તો મટે.

---

## જુ તથા ખોડાનો ઉપાય.

માથામાં જુ તથા ખોડો થાય ત્યારે ચણાને છાશમાં પલાળીને જ્યારે નરમ થાય ત્યારે માથા ઉપર મસળે તે પછી બે પહોર થાય ત્યારે માથું ધુવે તેથી જુ અને ખોડો બંને જાય. બીજો ઉપાય. ઉજળી ખાંડ તથા લીંબુનો રસ બેઉ એકઠાં કરીને માંથુ ધુએ, અથવા ગંધક તથા પારો એ બેઉને ખલ કરીને માથામાં ઘાલે તેથી જુ તથા ખોડો તરત મટી સારૂં થશે.

---

## વાળની મજબુતીનો ઉપાય.

ડાઢી તથા માથાના વાળ ઝાડનાં પાંદડાની પેઠે ખરી પડે તેનો ઉપાય એ જે આંમળાંને પાણીમાં રાત ૩ સુધી પલાળી રાખી, પછી તેમાં ગાયનું ઘી નાંખી દેવતા ઉપર ઉનું કરવું ને જ્યારે પાણી તમાંમ બળી રહીને ઘી બાકી રહે ત્યારે તે ઘી લઇને વાળ ખરતા હોય તે ઠેકાણે મસળે તો ફરી વાળ ખસે નહિ ને વળી વાળ વધારવાની ઇચ્છા હોય તો એજ આમળાનું તેલ માથામાં ઘાલેથી વાળનો ભરાવો થઇ વધારો થશે.

## ચાલવાની હકિકત વિષે.

વઇદોએ કહ્યુછે કે ચાલવું તથા દોડવું પોતાના ગજા માફક રાખવું. ઘોડા ઉપર સ્વાર થઇને અથવા પગે એટલું ચાલવું કે તેથી થાક ન લાગે. દરેક માણસે જમ્યા પછી સો ડગલાં ઓછામાં ઓછું ચાલવું. ને સાંજની વખતે સમુદ્રને કીનારે અથવા વાડીયોની ખુલ્લી હવામાં પોતાના શરીરની શક્તિ પ્રમાણે પગે ચાલવું તેથી રગોમાં કૌવત આવી અંગને ફાયદો કરેછે. પણ ગજા ઉપરાંત ચાલવા જાય તો બહુ થાકી જાય તેથી નુકશાન છે. ઘરના રહેનાર ઘરમાંને ઘરમાં ને સફરના કરનારે સફરમાં પોતાના ગજા માફક ચાલવાથી હુશિયારી રહેછે.

---

## જલંદર રોગનો ઉપાય.

જલંદરનો રોગ પેટમાં થાયછે, તેની નિશાન એ છે જે, પેટ ઘણું મોટું ગાગર જેવડું થાય તેથી એ રોગી અતીશે અકળાય છે. એ રોગ ત્રણ જાતના થાયછે, તે ત્રણેનાં નામ નીચે મુજબ છે.

પેહેલી જાત. સૈયોધર, આ જાતના રોગથી પાણીની તરેશ બહુ લાગે ને પેટ મોટુ થાય ને તે ઉપર હાથે વગાડે તો ઢોલના જેવો અવાજ આવે. એ રોગ ઘણું કરીને વાથી પેદા થાયછે તે રોગ મટવાનો ઉપાય, લસણની કળીયો ફોલીને તેને મધમાં નાંખવી. પછી તે અથાઇ રહે એટલે એ રોગવાળાને દીન ૪૦ સુધી ખવરાવે તો વાથી થએલો જલંધર રોગ સારો થશે.

બીજો ઉપાય. બકરીનું દુધ શે. ૧) લેઇ તેમાં એરંડીયું તોલા ત્રણ ભેળીને માસ ચાર સુધી પાયતો પેટનો વા તમામ મટે.

ત્રીજો ઉપાય. રાઇને બારીક ખાંડી વસ્ત્રગાળ ચાળીને ગાયના મુતરમાં ખાય તો એ રોગ મટે.

ચોથો ઉપાય. સાજીખાર પઇશા૧) ભાર સીંધવ પઇસા ૧ ભાર સંચળ પઇસા૧) ભાર મીઠું પઇસા૧) ભાર ગચલું પઇસા૧) ભાર જીરૂ પઇસા ૧) ભાર આમળાં પઇસા૧) ભારસુકાં વાવડંગ પૈસા ૧ ભાર ઇંદરવયણાની જડ પઇસા ૩ ભાર ઉપલેટ પઇસા ૧ ભાર સાથમ પઇસા૧ ભાર, સુવા પઇસા ૧ ભાર વરીયાળી પઇસા ૧) ભાર અજમો પઇસા ૧ ભાર જવખાર પઇસા ૧ ભાર સુંઠ પઇસા ૧) ભાર વડલુણ પઇસા ૧) ભાર પીપરીમુળ પઇસા ૧) ભાર બેહેડાં પઇસા ૧ ભાર તજ પઇસા ૧) ભાર જવાશી પઇસા ૧) ભાર એર પઇસા ૧ ભાર

વજ પઇસા ૧ ભાર સડકચુરો પઇસા ૧ ભાર ધાણા પઇસા ૧ ભાર ચીતરો પઇસા ૧ ભાર મોહોટી હરડે પઇસા ૧ ભાર ઉપલેટની જડ પઇસા ૧) ભાર નીસોતર પઇસા ૩ ભાર જમાલગોટો પઇસા ૩ ભાર એ સરવે જણસ લાવીને તેને સાફ વીણીને બારીક ખાંડી હ-વાલે ચાળીને એ ચુરણ કાચની શીશીમાં ભરી મુકવું પછી ઉપર લખેલા દરદીએ દર રોજ સવારના હાથેલી ભરી ફાકી ઉપર પાણીને ઉતારે તો તેથી એ રોગ મટે જલદી સારો થશે. એવું આ ઓષડ ગુણદાયક છે.

બીજી જાતનો જકી જળંદર—આ જાતના રોગથી પેટમાં જર-દાબ પીપ એકઠું થાય, ને પેટ પાણીની મશક ( ચામડાની મસક જેમાં ભીસ્તિ લોક પાણી ભરેછે તે ) માફક હાલે ને ગાગર જેવડું મોટું થાય તે મટાડવાનો ઉપાય. નાકની ડાબી તરફથી શીકાબ મુકે ને જરદાબ આશાનીથી બાહાર કાહાડે છે. ચીરનારો ઘણો ખબડ દાર જોઇએ, એ ખબડદાર હોય તો આરામ થાયછે.

ત્રીજી જાતનો કંઠોધર—આ જાતના રોગથી પેટ ઉપર સોજો આવે ને તે જગો ઉપર આંગળી દાબે તો ખાડાની નિશાન દેખાય છે. ને એથી કાળજા ઉપર ગાંઠ બંધાય છે, તેના દુખથી રાંત દાહાડો જંપ ન વળે વખતે ગાંઠ બંધાય છે, પણ ઘણોસોજો ન ચડેલો હોય તેટલામાં આગળથી ઉપાય કરે તો મટે. જ્યાં સુધી પેટમાં ગાંઠ બંધાયલી ન હોય તેના પેહેલાં ઉપાયો કરવા કેમકે ગાંઠ બંધાયા પછી ઓષડ લાગુ પડતું નથી.

હવે એ ત્રણ જાતના જલંધર મટવાને સારૂં નિચે લખેલા ઉપાય કરવા. એક માટીનું દોહોણું (હાલ્લું) લાવવું પછે તે મધ્યે ખ-રસાણી થુવેરનું દુધ લાવવું. તેમધે મુઠી ૧) મેંદો નાંખીને ખમીર ક-રવું. તેમાંથી માસા ૨) દવા લઇ તેનો નાની ચાનકી બનાવીને દેવ-તાના અંગારા ઉપર શેકવી. ને તે ઉપર લખેલા દરદીને દરરોજ સવારમાં ખવરાવીને ઊનું પાણી પાવું, તેથી પરમેશ્વરની મેહેરબાની થી એ રોગ મટીને સારૂં થશે.

---

## શીતળા (બળીયાકાકાનો) ઉપાય.

બગડેલા લોહીથી શીતળા થાય છે, જે વર્ષમાં માણસના તનમાં ખ-રાબ લોહી વધે છે તે વર્ષમાં શીતળા પેદા થાય છે પણ તેમાં ઘણું કરીને નાહનાં છોકરાંને ઘણીજ નિકળે છે. વૈદો કહે છે કે, તેવરસ-

માં બચ્ચાંનું લોહી કમી કરાવે શીતળાથી શરીર ઉપર મોટા મોટા ફોલા નીકળે, તાવ આવે, શરીર ગરમ રહે, જેને શીતળા કાળા રંગનાં ને પાસે પાસે એક એકનાં ભેગાં નિકળે ને નિકળતાં ઘણા દાડા લાગે ને ઉતાવળા સુકાઈ જાય, રાત દિવસ તાવથી શરીર બળે એવી જાતની શીતળા હોય ત્યારે તે માણસની ઉપર ઈશ્વરની મેહેરબાની હોય તોજ બચે.

બીજી જાતની શીતળા—જો શીતળાના ફોલા ઊજળા હોય ને ઘણા છેટે છેટે હોય, એક બીજા સાથે ભેળાએલા નહી હોય, ઊતાવળા નિકળે ને ઘણે દાહાડે સુકાય, શરીરમાં તાવ ન હોય તો તેની કશી ચિંતા રાખવી નહી તેને પેહેલું સુખ થવાનું.

એબંને જાતના દરદને વાસ્તે કડાછાલ તથા જીરૂ પાણીમાં ઘુંટી ને જે વારે શીતળા નિકળવા માડે ત્યારે તે પાણી પાય ને તે પાણી પાયાની પેહેલાં શેકેલા ચણા ખાવા આપે ને આખરમાં ઊંઘતી વેળા મધને જુવારની રોટલી આપે તો સારી રીતે આરામ થાય.

---

## ઉજાગરો અને ઉંઘનો ઉપાય.

ઉજાગરો કર્યાથી શરીર બગડી જાય છે, અને બીજે દાહાડે શરીર ભારે થઇ કશું કામ થતું નથી માટે જરૂરના કામ વગર ઉજાગરો કરવો નહી. જે રાતે ઉજાગરો થયો હોય તેને બીજે દાહાડે લીંબુનો રસ રૂ ૧ ) ભાર સાકર રૂ ૧ ) ભાર પાણી શેર ૦। એ સરવે એકઠું કરી તેનું શરબત બનાવી લુગડે ગાળીને પીયે તો ઉજાગરાનું ઝેર ઉતરી જાય અથવા ગાયનું દુધ લેઇ તેમાં પાણી ને સાકર એ વાનાં નાંખીને પીએ તો તેથી ફાયદો થાય.

૨ ઘણા દિવસના ઉજાગરા ભેગા થાય છે તેથી પીંડ રોગપેદા થાય છે. દરેક માણસે પોતાની તબીયતનું સુખ ઇચ્છવું હોય તો તેણે રાત્રીએ કામ વેહેલું પતાવી નિયમસર ઊંઘવું જોઇએ, કોઈ દિવશ કાંઇકારણસર ઉજાગરો થાય તો બીજે દિવશે એક બે કલાક દિવશે સુવું અગર અવકાશ નમળે તો રાત્રીએ વેહેલું સુવું તેથી તેની કસર તરત મટી જશે રાતની ઊંઘ છે તે ખાધુ પાચન કરે છે. તેથી રાત્રી સરવે માણસના સુખને માટે છે તે શાણા સમજે છે.

---

## જુલાબ (રેચનો) ઉપાય.

તાપના દાહાડામાં કે ટાહાડના દાહાડામાં જુલાબ અથવા ઉલટી નું ઓસડ પીવું નહીં તેમજ જે દહાડે વરસાદ વાયુ ને વાદળાં થયાં હોય તે દિવશે પણ જુલાબ લેવો નહીં. કારણ કે શરીરમાં ઉલટો બીગાડ થાય છે. પુષ્ટ (જાડુમાણસ) જુલાબ લેતો તેને નુકશાન થાયછે અને પાતળા માણસને એથી વધારે નુકશાન છે. ઘરડા માણસને તો ઉપર કહેલા વખતે જુલાબ લેવોજ નહી ને ના પાડ્યા ઉપરથી લેતો ઘણું નુકશાન થાયછે.

જુલાબ લેવાની રૂતુ નીચે કહેલીછે તે રૂતુએ જુલાબ લેવો પણ તે દીવસે વા તથા શરદી શરીરમાં ન લાગે માટે ફલાટીનનું ગરમ બદન પહેરી રાખવું અને પવનમાં ફરવું નહી.

૧ જુલાબ લેવાના દિવસ—કારતગ મહિનો બેસે તેની અધવચમાં અને બીજો ફાગણ માસ બેઠા પછી એ બે સમયે લેતો સરીરમાં સુખ ઉપજાવે છે.

આપણી ઇછા હોય કે જુલાબ લીધાથી ઝાડો સાફ આવે અથવા ઉલટી આવે તેથી પેટમાંની કેટલીક કસર નીકળી જાય એમ ઇછા હોય તો નીચે પ્રમાણે જુલાબ લેવો.

પેહેલું—નિસોતર પઇસા ૩) ભાર, સફેત ખાંડ પઇસા ૩ભાર, એ બંને સવારમાં નયણેકોઠે ફાકે તો શરીરમાંનો તમામ મેલ નીકળી જાય પણ એ ફાકી ઊંના પાણી સાથે ઉતારવી તેથી પેટ સાફ આવશે ને તે દીવસે અગીયાર વાગતાં સુધી ત્રણ ચાર પેટ આવે એટલે ભાત અને પાતળી તુવેરની દાળ બે ભેગાં કરી તેમાં તાજુ ઘી સારી પેઠે નાંખીને હલકુ ભોજન કરવું, તે દીવસે ઘઊંની રોટલી અને તેલ મરચું હિંગ એ ખાવું નહી કેમકે જુલાબ ઉપર એ બહુ અવગુણ કરે માટે ન ખાવું.

બીજો ઉપાય ઇંદ્રવયણાની જડ રૂ. ૧) ભાર, ઝીણી ખાંડી તેમાં સફેત ખાંડ રૂ. ૧ભાર) ભેળીને ઉના પાણીમાં ફાકે તો ઉપરના ઓસડ જેવો ફાયદો થાય.

ત્રીજો ઉપાય—ગરમાળાનો ગોર અને સોનામખી (મીંઢીઆવળ) એ બેહુને ઉકાળીને પિએ તો તેથી પણ ફાયદો થાયછે.

ચોથુ—થુવરના જડની છાલ વાટી બારીક કરી પાનમાં મુકી ખાય તો ફાયદો છે. પેટ ઘણાં આવે તો ભાત તથા ગાયનું દહી

ખાવું તેથી સુખ શાંતી થશે.

પાંચમું—રેવનચીની ખટાઈ રૂ. ૨) ભાર, શીકોતરી એળિયો રૂ. ૧) ભાર એ બેને ખાંડી બારીક કરી પાણી સાથે ગોળિયો ચણાચણા બરોબર કરી રાખવી તેમાંથી ગોળી બેથી પાંચ સુધી સવારના પહોરમાં અથવા રાતના સુતી વખત ઉના પાણી સાથે અથવા ગરમ ચાહાના પાણી સાથે ગળે તો ઘણોજ ફાયદો કરે,ને હરેક રસવિકારની આજાર મટે.

છઠું—ઓકારી ને પરસેવો બહાર કાઢવાની ઇછા હોય તો મીંઢળ રૂ. ૧) ભાર ને સિંધવ રૂ. ૦ાા ભાર એ બે જણસોને બારીક ખાંડી નયણે કોઠે ફાકી તે ઉપર ઊંનું પાણી પિએ તો તેથી ઓકારી આવે ને પશીનો છુટે તેથી શરીરમાં ખુબ આરામ થાય.

સાતમું—મોરથુથુ રૂ. ૦ાા ભાર છાશ સાથે પીએ તો તેવોજ નફો થાય.

આઠમું—આદુ રૂ. ૧) ભાર લેઇ તેને છોલી ઝીણા કટકા કરી પાણી શેર ૦ાા મૂકી ઉકાળવું પછી પાણી શેર ૦ા રહે ત્યારે નીચે ઉતારી થંડુ પડવા દેઇ તેમાં કાચુ દીવેલ રૂ. ૨) ભાર નાંખી પીએ તો તેથી સાફ જુલાબ આવે ને પેટ નરમ પડે.

---

## ચાંદી (ટાંકીનો) ઉપાય.

ચાંદીના દરદથી ફોલ્લા થઇને જખમનાં ધારાં પડ્યાં હોય તેને મટાડવાને ફાયદાકારક ઓસડ નીચે મુજબ છે.

૨ હીમજીહરડે રૂ. ૮) ભાર, રસકપુર રૂ. ૪) ભાર અનાર (દાડમનાં સુકુલ રૂ. ૧) ભાર, બોદારશિંગ રૂ. ૧) ભાર, જાયફળ રૂ. ૧) ભાર, એલચીદાણા રૂ. ૧) ભાર, લવિંગ રૂ. ૧) ભાર મરી રૂ. ૧) ભાર એ સર્વે જણસોને લાવી સાફ કરી ખુબ બારીક ખાંડીને બારીક હવાલે ચાળીને કાગદી લીંબુ નંગ ૧૦૦) લાવી તેનો રસ કાચના વાસણમાં કહાડીને ગળી નાંખી તેમાં ઉપર લખેલી દવાનો ભુકો નાંખી મેળવીને કઠણ ચોખા પથરના ખલમાં નાંખી ખુબ બારીક વાટીને ગોળી વાળવા જેવું કઠણ થાય ત્યારે સોપારી જેવડી ગોળીયો વાળવી, ને તેને સુકવીને કાચના પોહોળા મોંના શીંસામાં ભરી મૂકવી પછી જેને ચાંદી થઈ હોય તેને દરરોજ સવારે ગોળી ૧) તથા સાંજે ગોળી ૧) બે વખત ખવરાવે ને પરેજીમાં તેલ, મરચું, હિંગ, આંબલી, મીઠું વગેરે અવગુણ કરનારી ચીજો ખાવાની બંધ રાખે

તો તેથી એ દરદ મટીને સુખ થશે.

બીજો ઉપાય—બાદારશીંગ રૂ ૧) ભાર, અંનારની છાલ રૂ. ૧) ભાર, ગોળ પઇસા ૪) ભાર, એ બેઉ વસાણાને ઝીણાં ખાંડી ગોળમાં ગોળીઓ ૮) વાળવી તેમાંથી સવારે ગોળી ૧) તથા સાંજે ગોળી ૧) ખાય ને તે ઉપર પરેજી પાળીને ગાયનું ઘી દરરોજ શેર ૦। ખાયતો દીવસ ૧૪માં આરામ થાય.

ત્રીજો—હીમજી હરડે રૂ. ૨) ભાર મોરથુથુ ફુલાવેલું રૂ. ૧) ભાર સાકર રૂ. ૧) ભાર એ સરવેને ખાંડી લીંબુ નંગ ૧૦૦) ના રસમાં ખલ કરી પછી તેની ગોળીઓ ચણીબાર જેવડી વાળી તેમાંથી ગોળી ૧) ટહાડા પાણી સાથે ગળાવો ને તે ઉપર શેકેલા ચણા ખવરાવીએ તો ટાંકીનો તથા ગમે તેવા ફોલ્લા તથા (વાળા) નીકળ્યા હોય તો આ ઓસડથી મટે. જો શેકેલા ચણા ન ખાય તો ઉલટી થાય માટે ગોળી ખાઇ તરત ચણા ખાવા. ટાંકી દરદ વાળાને કોઈ હુંશીઆર વઇદ મો લાવે તો તેથી પણ ફાયદોછે. કેમકે એ દરદ બેદાયલાને જડમુળમાંથી કાઢેછે.

---

## પરમીઆનો ઉપાય.

પરમીઓ બે જાતનો થાયછે એક ગરમીથી ને બીજો વાથી તેમાં ગરમીથી થયો હોય તેની ધાત મેહેસુરને રંગે હોય તેની બદબો ઉપર કીડી તથા માંખ એકઠી થાય અને વાથી થયો હોય તો ધાતુનો રંગ સફેત હોય. હમેશાં પીશાબ કીધા પછી ધાત જાય પરમીઆથી મરદી ગઈ હોય તો ધાતુ પુષ્ટ મરદીના ઉપાય કહ્યા પ્રમાણે ઓસડ કરવાથી પણ પરમીઓ મટેછે.

પેહેલો ઉ૦—ઘણી જુની અને પાકી ઇંટ સોધી લાવીને તેનો ખાંડીને ભુકો કરવો પછી તેને બારીક ચાળીને દરરોજ સવારે પા તોલાને આશરે ટાહાડા પાણીમાં ફાકે તો તેથી પરમીઓ મટે.

બીજો ઉપાય—અરવાળા નામનું ઘાસ જેને ઉખરડા સરવે કહેછે અને નાહાનાં છોકરાં એને કુતરા કરીને કહેછે, અને તેનો આકાર બાજરીના ડુંડાના આકારે હોયછે પણ નાનાં હોયછે તે લઇને છોકરાંઓ એક બીજાના લુગડા ઉપર નાંખેછે તે ચોટી જાય છે. તે ઉખેડી લાવીને છાંયડે સુકવી તે સુકાયા પછી તેને ખાંડી બારીક કરીને તેમાં તે ભુકા બરોબર ખાંડ નાંખીને સવારે તથા

સાંજે હાથેળી ભરીને ફાકી ટાહાડું પાણી પીએ તો ભાત ભાતના પરમીઆ મટે.

ત્રીજો ઉપાય—સફેત ગુંદર શેર ૦। શીંઘોડાં શેર ૦। ખાંડનું બુરૂ શેર ૦॥ મેદો શેર ૦॥ એ બધાં વસાણાં એકઠાં કરી એક પ્યાલામાં ભરી તેમાં ઘી શેર ૦। તથા દુધ શેર ૦। નાંખી સરવે એકઠું કરી તેમાં દરરોજ સવારના પાંચ પાંચ પઈસાભાર ખાય તો ભાતભાતના પરમીઆ મટીને મરદાઈ આવે.

---

## ઇંદ્રીના જખમનો ઉપાય.

ઇંદ્રીને જખ્મ થયો હોય તો કપીલો સરશીઆ તેલમાં મેળવીને ચોપડેથી મટે. બીજો ઉપાય મેદી સરશીઆ તેલમાં મેળવીને ચોપડેથી દરદ મટે ને જખ્મ રૂજે.

ત્રીજો ઉપાય—વરસાદના દહાડામાં બિલાડીના ટોપ ઉગેછે ( જેને નાનાં છોકરાં કુતરાની ટોપ કહેછે ને ફારશીમાં તેને સમારગો કહેછે તે ટોપ લીલો હોય છે ત્યારે સફેત હોય છે ને સુકાય છે ત્યારે કાળો થઈ જાયછે ) તેને જડ સુધાં ઉખેડી લાવીને તેનો ભુકો લીલા જખ્મ ઉપર મુકે તો તે જખ્મ જલદીથી મટી જાયછે.

---

## વીંછીના ઝેરનો ઉપાય.

હરેક માણસને દઈવિયોગે વીંછી કરડ્યો હોય તો તેના ઉપાય નીચે મુજબ કરવા. પ્રથમ તો જે જગોએ કરડ્યો હોય તેથી ઉપર બે તસુ છેટે એક સુતરની સુવાળી દોરી બાંધવી કે તેથી જેહેર ઊંચું ન ચડે. એ પ્રમાણે કરીને કરડેલા ડંસ ઉપર માખણ મસળેથી જેહેર ઉતરે તથા લસણ મસળે તો પણ ઉતરે અથવા મુળાનો રસ ઘસે તેથી પણ ઉતરે તથા ઉજળા આકડાની જડ વીંછી કરડતાં વેંત બેઉ કાનમાં ખોસે તો જેહેર ઉતરે અથવા ડંખને ચુશીચુશીને થુકી નાંખે તો જેહેર ઉતરી જાય પણ જેના મોમાં ગરમીથી ચાંદી થઈ હોય તે માણસે ચુસવું નહીં શાથી જે ચાંદીમાં ઝેર ઉતરે માટે હુંશીઆર માણસે એ ડંખ ચુસવો તેણે પણ સંભાળ રાખવી કે થુંક ગળામાં ઉતરે નહી માટે હુંશીઆરીથી કામ કરવું.

---

### ધંતુરાના ઝેરનો ઉપાય.

નવા વાંસ કપાસને ખાંડી દુધમાં ઉનો કરીને તે દુધ ઘણું પાય તો ધંતુરાનું ઝેર ઉતરી જાય.

---

### વાળ કાળા કરવાનો ઉપાય.

કાળા ભાંગરાંનો ભુકો દરરોજ સવારે. તથા સાંજે હથેલી ભરીને ખાય એ પ્રમાણે લાગટ વરસ બે પ્રમાણે કરે તો વાળ સદાય કાળા રહે. બીજો ઉપાય—લાલ મેંદી બે હફતા સુધી વાળ ઉપર મસળે તથા ત્યાર પછી કાળી મેંદી દિવશ ૧૫ સુધી મસળે તો વાળ કાળા થાય ને જુવાન દેખાય.

ત્રીજો ઉપાય—ખાખરાના જડની છાલ બાળીને તેની રાખ પૈસા ૧૦) ભાર તથા છીપ બાળેલી તેનો ચુનો પૈસા ૨॥ ભાર લોઢાના વાસણમાં મુકી તેમાં ભાંગરાનો રસ રેડી શીસામાં દસ્તાએ હલાવી જેમ સાહી ઘુટે તેમ હફતા બે સુધી ઘુટી પછે સફેત વાળ ઉપર મસળે તો વાળ કાળા થાય છે. અથવા ગળીનાં પાંદડાં ખુબ ઝીણાં ઘુંટી પલાળીને વાળ ઉપર બાંધી થોડીવાર બાંધી છોડીલે તો તેથી વાળ કાળા થાય છે.

---

### અફીણના ઝેરનો ઉપાય.

કોઇએ અફીણ ખાધુ હોય ને તે ઉપર તલનું તેલ પીધું હોય અથવા તેલમાં ઘોળીને પીધું હોય તેનું ઝેર ઘણું આકરૂં ચહડી જાયછે. જો અફીણ આઠ માસાને વજને ખાધામાં આવ્યું હોય તો કઠણ ઝેર ચહડે છે તેનાં ચિન્હ અંગ બધુ સુસ્ત બની બેહોશ થઇ જાય, જીભ ખેંચાઇને ટુંકી પડી જાય તેથી બોલાય નહી. હોઠ કાળા પડે ને હાથ પગે ઝણઝણીયાં આવી ગોટલા ચહડે અને આંખમાં કુવા પડે, પરસેવો ટાહાડો વળે, આંખે દેખાય નહી; એ રીતે માલમ પડે તો નિચે લખેલું ઉલટીનું ઓષડ આપવું.

સુવા તથા સુળાનાં બીજ, નીમક, મધ એ ચારે દવાઇને બએ રૂપીયાભાર લેઇને તેમાં પાણી શેર ૦॥ મુકીને ઉકાળવું તેનું પાણી શેર ૦। રહે ત્યારે તેને ઉતારી જરા થંડું પડે એટલે ચોળીને એક રસ કરી ગાળીને પાવું તેથી ઉલટી આવશે ને તેમ કરતાં ઉલટી ન

આવે તો કુકડાનું પીછું ગળામાં મુકાવીને ઓકાવી કાહાડવું એ માણસને ઉલટીનું ઓષડ પાયા પછે તેના પગ ઘુંટણ સુધી એક વાસણમાં મુકીને ઝારવા અથવા ઉનનાં લુગડાં પગમાં લપેટવાં. ને ચોખી હિંગ માસો ૧ લઇને પછે મધને પાણી ઉકાળી તેને ઘોળી એક રસ કરી તેમાં ઉપર કહ્યા પ્રમાણે હિંગ બારીક વાટીને નાંખી સરવે ભેગું હલાવી પાય તેથી ઉલટી થઇને ઝેર નીકળી જશે ને આરામ થશે.

---

## આમળનો ઉપાય.

જો આમળ બાહાર નિકળતું હોય તે ઉપર કલાઈ સફેતો તથા માંજુફલ એટલે માયુ એ બે ચીજ ઝીણી ખલ કરીને પછી દરરોજ આમળ ઉપર ભભરાવે તો ઊંચુ ચહડે ને ફરીથી બાહાર નીકળે તો દરદ ઘણું કરે તેથી માસ છ સુધી એ પ્રમાણે ઉપાય કરે તો ફરીથી બહાર ન નીકળે. ઉપલા ઓષડથી એ રોગ ચાળીસ વરસનો જુનો હોય તો પણ મટે.

---

## હરસનો ઉપાય.

હરસનો રોગ ઘણી જાતનો થાય છે હરસ એટલે નાકમાં ને સકુરાના(ગાંડના અથવા કુલાના) માં આમળ પેદા થાય છે ને તે રસવિકાર વા તથા ગરમીથી કે લોહીથી પેદા થાય છે, પેહેલી જાતના મસા લોહીના હોય છે. તેમાં મસા જ્યારે જોર કરે ત્યારે તે ફાટીને તેમાંથી લોહી વેહે છે. બીજી જાતના મસા રસવિકારના હોય છે. તેથી આમ તથા પરૂ પડે છે. ત્રીજી જાતના મસા વા વિકારના હોય છે તે સુકા હોય છે. તેમાંથી લોહી અથવા પરૂં કાંઈ આવતું નથી; પણ એકલું દરદ કરે છે.

પેહેલો લોહી તથા જળસના મસાનો ઉપાય. જેને લોહી તથા જળસના મસા હોય ને તે માણસ શરીરે જાડો હોય તો તેણે લોહી તથા પરૂં (જળસ) આવતુ બંધ કરવું નહી કેમકે એ મારગે લોહી તથા જળસ આવવાથી કાળજાની ગરમી તથા રોગ મટે છે. આ જાતના દરદ ઉપર હલકા જુલાબ આપતાં રેહેવું. તેથી દુખ નરમ પડે છે ને જો રોગથી ઘણું દરદ થતું હોય તો નિચે લખ્યા પ્રમાણે ઓશડ કરવું.

ગુગળ તોલા ૫ મોહોટી હરડેદલ તોલા ૩ હીમજી હરડે તોલા ૩ સફેત રાઈ તોલો ૦ાા એ સરવે જણસ લાવી તે મધે ગુગળ ઘણો

સાફ ચોખો લઇને તેને મીઠા પાણીમાં ગોળવો પછી બીજી દવાઓને ખાંડી બારીક કરીને ગુગળ ગોળેલામાં મેળવીને તેની ગોળીયો વટાણા જેવડી બનાવીને સુકાવી એક શીશામાં ભરી મુકવી. પછી કોઇ માણસને હરેક જાતના હરસનું જોર ઘણું થાય ત્યારે તેમાંથી પોણા રૂપીયાભારને આશરે ગોળીયો દરરોજ ઉના પાણી સાથે ગળાવવી તેથી ગુણ થશે, ને કદાપી ફેર ન પડે તો નિચે મુજબ કરવું.

બીજો ઉપાય--ગુગળ તોલા ૧૦) મધ અથવા સાકર તોલા૨૫) મોટી હરડેદલ તોલા ૪ હરડાની છાલ તોલા ૪ એ સર્વે જણસો સારી જોઇને લાવી તે મધે ગુગળ ઘણો ચોખો અને ચળકતો ;લેવો ને તેને ઉના પાણીમાં નાંખવો. પછી તે મધે મધ અથવા સાકર નાંખવી પણ ગુગળનું પાણી પ્રથમ ગાળીને પછી નાંખવી. ને તેને ચુલે મુકી ચાસણી ઉપર લાવવી ને તે મધે બીજી દવાઇ બારીક કરીને નાંખવી. પછી એક રસ કરી તેનો પાક ઠારીને કાચના વાસણમાં ભરી મુકવો પછી તેમાંથી દરદીએ દરરોજ સવારમાં રૂ૦ાા ભાર થી તે રૂ૦ાાા ભાર સુધીની બેત્રણ ગોળીઓ વાળીને ઉના પાણી સાથે ગળવી તેથી હરસનું દરદ મટશે.

ત્રીજો ઉપાય.—હરેક જાતના મસા ઉપર મલમ ચોપડવો તેની રીત મીણ તોલા ૧માં જુફળ (માવાનો) ભુકો તોલો ૦ાા મીઠું તોલો ૧ એ ત્રણ વસ્તુને ઉની કરીને તેનો મલમ બનાવવો અને તેને મસા ઉપર ચોપડ્યા કરવો.

વળી એ મસા ઉપર ગળી વાટીને ચોપડે તો પણ ગુણ કરેછે.

જેનેસુકા હરસ હોય એટલે મસા ફુઝતા ન હોય ને દરદ કરતા હોય તો નીચે પ્રમાણે ઓસડ કરેથી મટી જશે. કાળાં મરી તોલા ૧૫) સુવા શેર ૧) મધ શેર ૧) એ ત્રણે જણશ લાવીને તે મધેથી મરી તથા સુવા બેઉને બારીક ખાંડી તેમાં નાંખી ચાટણું કરી રાખવું. તેમાંથી દરરોજ સવાર સાંજ તોલો ૧) બે વખત બે તોલા ચટાડવું. ને ઉપર લખેલો મલમ ચોપડવો તેથી મસા તરત મટી જશે.

ચોથો ઉપાય—બાવળીયાના ઝાડની પાલી લાવીને તેને સુકવીને ઉંદરની સુકી લીંડીઓ બારીક વાટી તેને એક વાસણમાં ભરી મુકવી પછે એક માટીનું મજબુત કુંડું લાવવું તે એવું કે ઉપર બેશી શકાયકતેવું લાવીને તેને તળીએ વચોવચ બે આંગળાં ફરે તેવું ગોળ કાણું પાડવું. પછે એક વાસણમાં દેવતા ભરીને તે ઉપર કહેલો ભુકો

ભભરાવીને એ ઉપર માટીનું કુંડું ઊંધું વાળીને જેને હરસ થયા હોય તેણે લુગડું દુર કરીને તે કુંડાના કાના ઉપર બેશીને મસાને ધુણી લાગવા દેવી એ પ્રમાણે એક દીવશમાં બે ત્રણવાર કરે એવું એક અઠવાડીયું કરે તો તેથી બધી જાતના હરસ મટી જશે

---

## અંતરગળનો ઉપાય.

અંતરગળ ચાર જાતની થાયછે. કોઈને આંતરડું ગોળીમાં ઉતરે છે. (ગોળી એટલે ઇંદરીની નીચે ગોળાકાર છે તે, જેને અંડવૃધિ પણ કહેછે) કોઇને પવન ગોળીમાં ઉતરેછે. ત્રીજું કોઈને નઠારો રસ ગોળીમાં ઉતરેછે ચોથુ. કોઇને પાણી ગોળીમાં ઉતરેછે. તે ચારમાંનો હરેક આજાર થયાથી પેટનો પડદો ફાટેછે.તેથી રોદાનું સર પડદામાંથી બહાર નીકળેછે તેથી અંતરગળ મોટી થાયછે ને ગોળીમાં રોદો ઘણો ઉતરતો જાયછે જો પડદો ઘણો ફાટે તો તે ધણીને આરામ નહી થાય, જો પડદો થોડો ફાટ્યો હોય તો લોઢાનો હલકો બનાવી તે હલકો રોદાના શર ઉપર રાખે અથવા લોઢાનું જંતર રાખે તો ગોળીયો વધતી બંધ પડે જો જોર આવેને પડદો ફાટે તેથી ગોળીમાં દુખ ઘણું થાય તો તેને મટાડવાનો ઉપાય નીચે મુજબ.

હાથના અંગુઠાની નીચે એક મોટી જાડી જોરાવર રગ જાહેર છે. તે રગ ઓળખીને કોઈ હુંશીઆર તે ઉપર ડામ દેતો ખોશીઆ (અંતરગળનું) દરદ મટે. ડાબી તરફના ખોશીઆમાં દરદ હોય તો જમણી રગે ડામ દેવો. ને જમણી તરફ હોય તો ડાબા અંગુઠાની રગને ડામ દેવો તેથી ફાયદો થાયછે.

ત્રીજો ઉપાય. કીંદરૂ પૈસા ૧ ભાર ખાંડ પૈસા ૨ ભાર હમેશાં ગાયના દુધ સાથે ખાય તો તેથી ફાયદો થાય છે.

ચોથુ સુવા તો. ૭ મેથી તોલા ૪ એ બે વસ્તુને મીઠા પાણીમાં શેર ૮ માં ઉકાળવું. તે પાણી શેર એક રહે ત્યારે લુગડે ગળીને તેમાં મદ અથવા બકરી ઘી અથવા ગાયનું ઘી પૈસા નવ ભાર નાંખી અંતરગળનો ધણી હફતા એક સુધી અથવા ઘણા દહાડા સુધી સવારે ઉભા રહીને પીએ તો અંતરગળ મટે. પણ એ ઇલાજ તરત થયેલીને લાગુ પડેછે. ઘણા દિવસની હોય તો મટવી મુશકેલછે.

આંતરડું ગોળીમાં ઉતરે ત્યારે ગોળી કઠણ થાય ને એવું જણાય કે જાણે એક પથર ગોળી સાથે ટાંગેલો છે. એ રોગવાળાએ પોતે

ચતો થઈ પોતાને હાથે ધીમે ધીમે ગોળીને દાબીને આંતરડાને પાછું ઉપર ચડાવે તો ચડી જાયછે.એ ચડતી વેળા કડકડ બોલે. કદાપી એ રીતે ધીમે ધીમે દાબ્યાથી ઉપર ન ચડે તો ગોળી ઉપર તથા પેહેડુ ઉપર ઉનું પાણી રેડવું અથવા ઉના પાણીમાં બેસાડવું.ને સુવાને બાફી વાટીને તેનો લેપ ગોળી ઉપર બાંધવો કે તેથી ગોળી ગરમ થાય ધીમેથી ચોળી દાબેથી આંતરડું ચડી જાય ચઢી ગયા પછી નિચે કહેલા ઓસડનો પાટો બાંધવો કે ફરીથી ઉતરી ન શકે. મસતકી, હીરાદખણ, શિ-કોતરી એળિયો અને હીરાબોળ એ સરવે બરાબર વજને લેઇ બારીક ખાંડી મધની ચાસણી કરી તેમાં મેળવીને ગોળી ઉપર રેહે એવડુ લુગડું લઇ તેની ઉપર મલમની પેઠે તે દવાઈ ચોપડીને ગોળી ઉપ-રના વાળ કાહાડીનાંખીને એ પટી ગોળી ઉપર વળગાડવી. ને તેના ઉપર મજબુત કછો ભીડાવવો ને દીવસ ત્રણ સુધી ચતો સુવાડી રાખવો, હાલવા ચાલવા દેવો નહી ત્રણ દિવસ પછી ચાલવું હોયતો ધીમે ધીમે ચાલવું, પાટો કહાડીને ખોલવું નહી. ઉધરશ ખાવી નહી બંને તરફની ગોળીઓ મોટી મોટી થતી હોય તો બંને તરફ કછો બાં-ધેલો રાખવો. તથા સ્ત્રી સાથે સંભોગ કરવો નહી. ને તેની ઉપર જીરાપાક ખાવાને જાથુ આપવો. સફેત જીરૂ તોલા ૫ લેઇને તેને શેરડીના પાણીમાં એક રાત અને એક દહાડો ભીંજવી રાખી પછી તેને છાંયડે સુકવવું. તે સુકાયા પછી તેને ખાંડીને બારીક કરવું. તે મધ્યે સુંઠ તોલા ૨॥ ખાંડી બારીક કરી બંનેને એકઠાં કરવાં પછી મધની ચાસણી કરી તેમાં એ દવાઈ મેળવીને પાક કરી રાખવો. તેમાંથી દરરોજ સવારે તોલો ૦॥ તથા સાંજે તોલો ૦॥ ખવરાવવો એ જીરા પાક અજીરણ વિકારવાળાને તથા ખાટા ઓટકાર આવે તેને તથા વાયુવાળાને ઘણો ગુણદાયક છે માટે તેનું સેવન કરવું.

૬ જેને પવન ગોળીમાં ઉતર્યો હોય તે ગોળી દાબવાથી તરત પાછો ઉપર ચડી જાય છે. પણ તે ચડતી વેળા ઘણોજ કડકડ બોલેછે. એ આજારવાળાએ પણ મજબુત કછો ભીડી રાખવો. ને ઉપર જે ગોળીમાં આંતરડું ઉતારવામાં જે જે પરેજીઓ કરવા કહી છે તે દરદીએ બરાબર પાળવી જોઇએ અને જીરાપાક ઉપર કહ્યા પ્રમાણે હમેશાં આપવો જોઇએ તેથી ફાયદો થશે.

૭ જે જે રસ એટલે નઠારો મંદવાડ ગોળીમાં ઉતર્યો હોય તેણે પણ મજબુત કછો ભીડાવી રાખી ઊપર કહ્યા પ્રમાણે સાવધાની

રાખીને જુલાબ આપી કોઠાને સાફ રાખવો. ઈંદરવયણાની જડ અથવા રેવંચીની ખટાઇનો જુલાબ રાતે સુતી વેળાએ ઉના પાણી સાથે લેવો. વળી આકરી તમાકુની ખાપ ૧ લઇને તેની ઉપર સેલારસ ચોપડીને જરા ગરમ કરી ગોળી ઊપર મુકી કછો ભીડવો. તે કેટલીક વારે તમાકુ ચડીને ઉલટી થશે તેથી ફાયદો થશે. પણ એ તરત દરદ થયેલાની ઉપર લાગુ પડે છે.

જે પાણી ગોળીમાં ભરાયછે ને તે દાબ્યાથી કડકડ બોલતું નથી ને એ ધણીને પેસાબ થોડીથોડી વારે આવ્યા કરે માટે એ આજારવાળાએ પાણી થોડું પીવું જોઇએ ને તેના માથા ઊપર મોથ જવનો આટો તથા ગાયનું છાણ એ ત્રણ ચીજને મેળવીને ગોળી ઊપર ચોપડ્યા કરવું તેથી સારૂં થાય. જો ગોળીમાં પાણી ઘણું ભરાયું હોય ત્યારે દવાથી કશોએ ગુણ થતો નથી ને દીવશે દીવશે દરદ વધતું જાય માટે ઇંગ્રેજી ડાકટર જે ગ્રાંટમેડીકલ કાલેજમાં પરિક્ષા આપી પાસ થએલો હોય તેની પાસે અથવા સરકારી મોટી હાસપીટલમાંના ડાકટરો પાસે નસ્તર મરાવી પાણી કહાડી નખાવી પછી ખસખસનાં પોસને ઉકાળી તેમાં નરી ઉનની ફલાલીનના કટકા એ કરીને શેક કરવો અને ડાકટરના કહ્યા પ્રમાણે પરેજી પાળવી ને નસ્તર મારીને દવાની પીચકારી મારેછે તે મારવા દેવી કેમ જે તે દવાથી ગોળી પાછી ભરાય નહી ને ન મરાવેતો પાછી ભરાય માટે પીચકારી જરૂર મરાવવી. ને એ દરદ વાળાએ વાયડી ચીજ માત્ર ખાવી નહી.

---

## વાળ ઓછા કરવાનો ઉપાય.

ચુનો પૈસા ૨) ભાર તથા હડતાલ પીળી પૈસા ૨) ભાર છાશમાં ખલ કરીને છુપેલા વાળ ઉપર મસળે તો વાળ ખરી પડે. બીજું ઓષડ કોસંબીનું તેલ તે જગો ઉપર મસળે તો તે જગાએ ફરીથી વાળ ઉગે નહિ. આ કિતાબ બનાવનાર તીબેસાબી કહેછેજે મે સારા વૈદોને મહોડે સાંભળ્યુ છે જે જ્યારે સ્ત્રી છોકરૂં જણે ત્યારે તેજ વખત મેં દાવારબે તેની બગલમાં તથા પેટ ઉપર મસળે તો તેની કુખ (યોની) ઉપર ફરીથી વાળ આવે નહી.

---

## દાદરનો ઉપાય.

દાદરથી માણસના શરીર ઉપર ગોળ ચકરડા જેવાં ચાંદા પડે છે.

ને તેમાં ખરજ તથા કીડ થાયછે. તેનો ઉપાય ઉતાવળે ન કરે તો તે બધા શરીર ઉપર પથરાઇ જાયછે, તેથી ઘણોજ કંટાળો આવેછે. દાદર બે જાતની થાયછે.

પૈહેલી લાલ અને બીજી કાળી તેમાં લાલ દાદરને ઓષડ ચોપડ્યાથી વેહેલી મટેછે, તેમ કાળી મટતી નથી, તેને મટતાં વાર લાગેછે. ને તે દરદવાળો ઓસડ કરતાં આળસ કરે તો ધીરે ધીરે બધું શરીર ભરાઇને ચામડીની અંદર ભેદાઈ જાયછે ને જ્યારે ચળ આવે ત્યારે ખણીને લોહી કહાડે ત્યાં સુધી ખણેછે. ને પછી બળત્રા થાયછે. માટે તે માણસ ઘણું હેરાન થાયછે. ને તેમાંથી પીળું પાણી ઝર્યા કરેછે માટે તે મટાડવાનો ઉપાય નીચે પ્રમાણે.

દાદરનું દરદ પૈહેલું થવા માંડે. એટલે ગુલબગલીનાં પાંદડાં લાવી તેમાં થોડું મીઠું નાંખીને પછી દાદરને કાથાની દોરડીએ ઘશીને ઉપલા ઓષડને વાટી તેનો રસ આગળથી કરી મુકીને દરદ ઉપર ચોપડેથી મટશે.

બીજો ઉપાય-રાઈનાં છાલાં કહાડીને દહિંમાં ઘુંટીને તેમાં જરા પાણી નાંખી પાતળું ચોપડાય તેવું કરીને દરદ ઉપર ચોપડી દેવું.

ત્રીજો ઉપાય-આમળસારો ગંધક બારીક વાટીને તેનો ભુકો પાણીમાં અથવા લીંબુના રસમાં ચોપડવો તેથી મટશે.

ચોથો ઉપાય-વીલાયતી સારો ઊંચો સાબુ લાવીને ઉના પાણીએ દરદ ઉપર લગાડી ધોઈ પછી લુશી નાંખી તે ઉપર ચુનાનું પાણી ચોપડવું. તથા વાશીયુક અથવા દાંત ઉપરનો મેલ ચોપડવો તેથી મટશે. અથવા એળીયો દહિંમાં વાટીને તે ચોપડવો એ રીતે ઉપાયો કરતાં દાદર વટશે.

દાદરનું દરદ જો ઊંડુ માંસમાં પૈઠેલું હોય તો તે ઉપર જળો મુકાવવી ને પછી તેના ઉપર ઓષડ ચોપડવાં. પણ એ દરદ આખા શરીર ઉપર ઘણું ફેલાઈ ગએલું માલમ પડે ત્યારે સમજવું જે લોહીનો બીગાડ ઘણો થયો છે. માટે પ્રથમ જુલાબ પોતાના શરીરને રૂચે એવા એકાંતરે અથવા ચોથે દહાડે લેવા તેથી કાંઈ તફાવત માલમ પડે તો ઉપર લખેલાં ઓષડો કરવાં ને તેમ કરતાં ફેર ન પડે તો કોઈ હુંશિયાર ફસ ખોલનાર પાસે હાથની ફસ ખોલાવવી એટલે લોહીમાં જે બીગાડ થયો હશે તે નીકળી જશે પણ ઉપાયો કરવામાં આળસ ન કરવું. એ દરદ ઉપર જળો મુકાવે તો પણ બગડેલું લોહી નિકળી જાયછે ને તે ઉપર આમળાં ફટકડી તથા પુવાડીઆનાં બીજ એ સરવે બરાબર

વજને લેઇને ખાંડી ઝીણું કરી ખાટી છાશમાં મેળવીને ચોપડે તો દરદ મટે.

મોરથુથુ બારીક વાટીને તેને પાણીમાં મેળવીને ચોપડે તેથી પણ દાદર મટી જશે. માટે એક પછી એક ઉપાયો કરવા. આળસ કરેથી ગેર ફાયદો છે માટે ઓષડો કરવાં.

---

### વાળાનો ઉપાય.

વાળો જેને દક્ષણી લોકો નારૂ કહેછે. તે રોગ ઘણુંકરીને ગરમ હવાના દેશોમાં વધારે નિકળેછે. તેમાના મુખ્ય નામ હિંદુસ્તાન, સિંહલદ્વીપ, મક્કા, તેમાં હિંદુસ્તાનના દક્ષીણ તરફના દેશોમાં એ દરદ વધારે થાયછે. પણ થંડી હવાના દેશમાં એ રોગ થતો નથી. એ રોગ માણસને કમરથી તે પગ સુધી ઘણો થાયછે. ને માથાથી તે છાતી સુધી થોડો થાયછે. તેની નિશાન એછે જે હરેક જગોએ અગન બળીને એક ફોલ્લો થાયછે, ને તે ફુટે છે ત્યારે તેમાંથી બારીક રૂપાના તાર જેવો સફેત અને બેઉ કોરે અણીવાળો સવાગજ લાંબો હોયછે. ને તે જીવતો હોયછે.તે એકદમ બહાર નિકળતો નથી. થોડો થોડો સાચવીને ખેંચેથી નિકળેછે તે જો એકે દહાડે નિકળી જાય તો પછી ઈજા કરતો નથી. પણ નિકળતાં તુટી જાય તો બહુ હેરાન કરેછે. માટે એને કાડવાનો ઈલાજ એવોછે જે, જ્યારે વાળો નીકળવાની જગોએ ફોલ્લો ન થયો હોય ને વાળો તરેલો દેખાય. તેને આંગળી દબાવી જોતાં માલમ પડે ત્યારે કોઈ દક્ષિણી હજામ સારો હુંશિયાર વાળો કાડી જાણતો હોય તેને બોલાવી કહડાવવો. તે હજામ સોએથી ચામડી ઉચકી અસ્ત્રાથી કાપેછે. એમ ત્રણ ચાર પડદા કાપેથી તે બાહાર દેખાય એટલે શોયથી ઉચકીને તેને આસ્તે આસ્તે ખેંચીને કહાડે છે. કદાપી તે નિકળતાં હરકત થાય તો બાજુ ઉપરની જગાએ આંગળીએ વતી ચોળીને કીસળી હોય તો આખો બહાર કહાડે છે. ને તેના મોહો ઉપર સિંદુર દાબેથી ઘા રૂઝાઈ તરત સારૂં થાય છે. ને એમ કરતાં પણ તુટે તો પોતાનું નશીબ સમજવું. હવે તુટેલો વાળો નિકળવાને તે જગો ઉપર પાક આવે એવાં ઓષડ ચોપડવાં જોઇએ. અથવા ઘઊંના લોટનું પોટીસ બાંધી પકવેથી વાળો નિકળી જશે. અથવા તેમ ન નિકળે તો અંગ્રેજી ડાકટર પાસે નસ્તર મુકાવી કહડાવવો. કેમકે તે બહાર નિકાળ્યા વગર સુખ થતું નથી. કદાપી ડાકટર જળો મુકાવવાને

કહે તો તે પણ મુકાવવી.

એ દરદને કાહાડનાર મુંબાઈમાં દક્ષીણી હજામો ઘણા હુશીયાર છે તેમ બીજા દેશોમાં પણ હશે.

વાળા ઉપર ઓષડ—ઇસબ ગુલનાં બી ગુલાબમાં કે દુધમાં મેળવી વાટીને ચોપડવું અને શિકોતરી એળીયો કાસનીના ( ગળીના ) પાંદડાને વાટી તેના પાણીમાં પાય તો વાળો જડમુળમાંથી નિકળી જાય. પણ એની તતબીર એવી કરવી જે પેહેલે દિવશે શીકોતરી એળીયો માસા ૨) લઇને કાસનીના (ગળીના) પાદડાંના રસમાં ભીજવી મુકવો, તે રાત્રીએ ભીજવવો, ને તેને સવારે ઘોળીને એ દરદીને પાઇ દેવો બીજે દિવસે ચાર માસા અને ત્રીજે દિવસે ૨ ૦।। ભાર ઉપર કહ્યા પ્રમાણે પાય તો વાળાનું દરદ મટે.

એ દરદ મુદલ કોઈ દિવસ થાય નહી તેવો ઉપાય કરવો હોય તો નિચે મુજબ પાક કરી ખવરાવવો.

મોટી હરડેનું દળ, બેહેડાની છાલ, આમળાની છાલ, સુંઠ અને ગુંગળીયો નસોતર એ સરવેને બરાબર વજને લેઇ બારીક ખાંડીને હવાલે ચાળી મધ અથવા સાકરના શિરામાં મેળવી પાક કરી રાખવો. પછી દર રોજ સવારમાં માસા ચાર ખાવો. એ પ્રમાણે વીશ દિવસ ખાય તો વાળાનું દરદ કદાપી થાય નહી પાક ખાઇને ઉપર ઉનું પાણી પીને ઉતારવો તેથી ઘણો ફાયદો છે.

ઉદાહરણ—કકુબાદ બાદશાહને પગે વાળો નિકળ્યો હતો તે મટવાને તેને નાના પ્રકારનાં ઓષડ કરયાં પણ તે લાગુ ન પડયાં. કેમકે કહેવત છેકે " એક નારૂના સો દારૂ " એટલે એક વાળાની ઉપર સો જાતનાં ઓષડ કરતાં કોઈક લાગુ પડે અથવા ન પણ લાગુ પડે. માટે બાદશાહે કંટાળીને વૈદોની સભા ભરી તેમાં સારા હુંશીયાર સાતસેં વૈદ એકઠા થયા. તેમણે વિચાર કરી કહ્યું કે એની ઉપર નસ્તર મુકયા શિવાય મટનાર નહી. પછી તેમાંથી એક હુંશીયાર વૈદે તેના પગને સાત જગોએ નસ્તર મુકી ચીરીને તેમાંથી વાળો બાહાર કાહાડયો. તે વાળો કાળો નિકળ્યો કેમકે તે વખત વાળાનો દોરો કાળો નિકળે તો તે માણસ જીવતું નહી હતું પણ હાલના કાળમાંતો વાળાનો દોરો સફેત નિકળેછે. માટે તેને મરણની ચીંતા નથી, પણ જેને વાળો નિકળ્યો હોય તેણે એક જગાએ બેશી રેહેવું, ઘણું ફરવું નહી કારણ કે ઘણું ફરવાથી પગે જોર કરેછે. માટે ન ફરવું, તેથી વેહેલો

આરામ થશે.

---

## હડકાએલા કુતરાના ઝેરનો ઉપાય.

હડકાએલા કુતરાનું ઝેર ૭ દિવશમાં અથવા ૪૦ દાહાડે અથવા છ મહિને અથવા સાત વરસ પુરાં થએથી ઝેર ચહડેછે, જેને હડકાએલું કુતરૂં કરડ્યું હોય તેના ડંખમાંથી લોહો નિકળે તો ઘણું સારૂં, કેમકે તેથી ઝેર ધોવાઇને નિકળી જાય. જેને કરડ્યું હોય તેને હડકવા આવે નહી. જે જગો ઉપર કુતરાના દાંત લાગ્યા હોય. તે જગો ઉપર તુરત જળો અથવા પાછંડા મુકાવી તે ઉપર રૂમડી એચાવવી. તે દિન સાત સુધી જારી રાખવું. પણ કરડેલા ડંખને ૪૦ દિવસ સુધી રૂઝવા દેવો નહી. અને ચાળીસ દિવસ પછી પણ છ માસ સુધી ઝરતો રાખવો. તે ડંખ રૂઝાય નહીં માટે તે ઉપર નિત્ય મોરથુથુ અથવા જંગાલનો કે નોસર અથવા બીજો હરેક પકવવાનો મલમ મુકી ઝરતો રાખવો. કદાપી ચુક થએથી રૂઝાઇ ગયો હોય તો તેને નસ્તરે ચીરાવીને ખુલ્લો કરી ઝરતો રાખવો.

જ્યારે કુતરૂં કરડે કે તેજ વેળા તે કુતરાને પકડીને અથવા મારીને એક ત્રાંબાના અથવા પીતળના ડાબલામાં તેનું મોહ સારી પેઠે બંધ કરી એવી રીતે જમીનમાં ડાટવું કે તેના હાડકાં ઉપર વરસાદનો અથવા પાણીનો છાંટો લાગવા દેવો નહી કારણ કે કહે છે જે હડકાએલા કુતરાના હાડકા ઉપર પાણીનો છાંટો પડે ત્યારે પેલા કરડેલા માણસને હડકવા હાલે છે. એ વાતની ચોકશી રાખે તો હડકવા આવે નહી. વાસ્તે એના હાડકાને પાણીનો છાંટો ન લાગે માટે ઉપાય કરવાની જરૂરછે. જ્યારે કુતરૂં કરડે ત્યારે તે માણસને પગેથી દોડાવવો. ને તેમ ન બને તો ઘોડા ઉપર બેસાડી દોડાવવાની જરૂર છે કેમકે એવું કરવાથી અંગમાં પરશેવો આવે તો ફાયદા કારક છે. ને ઉપર કહ્યા પ્રમાણે ન બને તો પરસેવો આવવાના દવા આપવી. તે દવા ઈંગ્રેજી છે તેનાં નામ.

"જેમ્સ", "ટારટાઇમીટીક", "ઇપીકાકોઘાના" તેના વજન પ્રમાણે આપી ખુબ પરશેવો લાવવો, એ દવા એ કામમાં ઘણી ગુણ દાયક છે તે આપવી.

કદાપી કરડેલા માણસને ઓશડ બરાબર અંગ ન લાગે તો તેને હડકવા લાગવા માંડે, તેનો મીજાજ ફરવા લાગે ને પાણી દેખી બહિ

ત્યારથી તેને પાણી પીવાની વખતે વખત તાકીદ રાખવી. કરડ્યા પછી માસ ૩) જાય તો તે માણસ મરે નહી. વળી કુતરૂ કરડતાં વાંત તરત નિચે લખેલો ઉપાય કરે તો આરામ થાયછે.

કસ્તુરી વાલ ૧) દરરોજ માસ ૬) સુધી ખાય ને જખમને રૂઝવે નહિ, ને ઝરતો રાખે. તે ઝરતો રાખવા સારૂં સાજી, સિંધવ, હિંગ, માંખણમાં મેળવીને જખમ ઉપર મુક્યાથી પણ ડંખ ઝરતો રહેશે. ને તે માણસથી પી શકાતું હોય તો સારૂં ને ન પીવાય તો તેની આંખ ઢાંકીને મોહોમાં નળી મુકીને પાણી પાવું, કેમકે એ માણસને તરશ ઘણી લાગે તેને પાણી ન આપીએ તો તેનુ ફેફસું સુકાઇ જાય તો માણસના જીવને નુકશાન થાય. માટે હરેક પ્રકાર કરી પાણી જરૂર પાતા રહેવું. તેથી હડકવા હાલશે નહિ.

કેટલાએક લોકોતે હડકાએલું કુતરૂ કરડેછે ત્યારે મંત્રાવેછે. અથવા ઊંજાવે છે. અને મંતરનાર આટાના ગોળા કરી તેમાંથી કુતરાના જેવાં બચ્ચાં તથા વાળ કાઢી બતાવે છે. તે સર્વે ઠગાઇ છે, પૈસ ધુતી ખાવાને લોકોનો ઢોંગ છે તેને બિલકુલ માનવો નહિ.

હરેક બીજા સારા કુતરાએ કોઇને કરડ્યો હોય તો તેના ડંખની ઉપર ઝહેરકોચ઼ ઘસીને ચોપડેથી ડંખ રૂઝાય ને કશી ઇજા ન થાય માટે તેમ કરવું.

---

## લાંબી ઉમર અને શરીરે સુખ.

શરીરે સુખ રહે એવો ઉપાય કરવો. એ સર્વેને અગત્યનો છે માટે નિચે કહ્યા પ્રમાણે ચાલવું એટલે ઓસડ કરવાની માથાકુટ મટીને મનમાન્યું સુખ મળશે ને તે સુખની લાંબી ઉમર વધશે.

૧ ભાત ભાતની ખટાશની ચીજ ખાવાની મના છે તેનાં નામ. આંબલી, ખાટી કાચી કેરી, આંબોળીયાં અને હરેક ખારો વસ્તુ અને ખાટી એ ખાવી નહીં.

૨ મીત્તાઆહાર, એટલે ભુખના ચાર ભાગ કરીને તેમાંથી બે ભાગનું ખાવું. એક ભાગનું પાણી પીવું, ને એક ભાગ વાયુ સંચરવાને માટે ખાલી રહેવા દેવો એટલે ખાધેલું અંન વેહેલું પાચન થશે. ઉપર કહ્યાથી વિશેશ ખાય તો તેથી તબીયત બગડે છે. માટે પોતાને રૂચે તેટલું વિચારીને ખાવું. અને દરરોજનો નિયમ રાખવો, તેજ ટાંણે ખાવું. ટંક ચુકવેથી નુકશાન થાયછે.

૩ જુવાન માણસે સ્ત્રી સંભોગ કરવો તેમાં પણ ઘણો વિચાર રાખવો જોઈએ કેમકે કહેવત છે કે "ઝાઝો ભોગી તે ઝાઝો રોગી" માટે તે કામ માફક થોડું કરેથી આયુશમાં વધારો થાયછે.

૪ ટાહાડના દિવસમાં ગરમ પોશાક રાખવો. ને ગરમ વસાણાં પાક દુધ ઈત્યાદિક પોતાની પાચન શક્તિ પ્રમાણે ખાવાં.

૫ પચાસ વરસની ઉમર થયા પછી સ્ત્રી વિલાસ ઓછો રા- એથી શરીર સારૂં રહેશે.

૬ સવારે તથા સાંજે સામુદ્રને કીનારે અથવા તે જ્યાં ન હોય તો વાડી બાગમાંની ખુલ્લી સાફ હવામાં ફર્યાથી શરીર ઘણું સ્વચ્છ રહેછે તેમ પોતાને રહેવાનું જે મકાન હોય તે ઘણું સાફ રાખવું. ઘર પોતાનું હોય ને જગ્યાની છુટ હોય તે પ્રમાણે ફુલ ઝાડ વિગેરે વાવી બાગ બનાવી સાફ હવા લેવી, કદાપી ભાડાનું મકાન હોય તોપણ લીંપીને સાફ રાખવું. તેમજ ઘરની બારીઓએથી ખુલ્લી સાફ હવા આવે એવું મકાન રાખવું. ને સુવાનું બીછાનુ ઘણું નરમ અને માંકણ ચાંચડ વિગેરે સુઘડતાઈથી રાખવું. તથા પોતાને હમેશાં બેસવાનો ઓરડો પણ સાફ રાખવો. ઈંગ્રેજી દાકતરોનો મત એવોછે જે દરેક માણસે સફાઈથી રહેવું. મલીન રહેવું નહિ.

૭ સ્ત્રી સંભોગ કર્યા પછી તરત પાણી પીવું નહિ. ને પીયેતો તે રોગની વૃદ્ધિ કરેછે. અને ઝાડે જઈ આવીને તથા ઊંઘી ઉઠીને તથા નાહ્યા પછી તથા દોડ્યા પછી તથા ઉભા રહિને એ પ્રમાણે પાણી પીવાની મના કરીછે માટે પીવું નહિં એ શિખામણની વાત સરવે માણસોએ યાદ રાખી તે પ્રમાણે ચાલવું જોઈએ. તેથી ફાયદો થશે ને કહ્યાથી ઉલટી રીતે ચાલ્યાથી શરીરને નુકશાન પોહોચશે. માટે ખુબ યાદ રાખવું.

૮ પથ્થરના ઝરાનું અથવા વરસાદનું ઝીલેલું પાણી ઘણુંજ સારૂં છે. ને તેથી ઉતરતું કુવાનું પાણીછે. પણ કોઈ જગોનું ખરાબ ને પાલવાળું પાણી હોય તો તે પાણી ઉનું કરી પછી લુગડે ગળી ટાહાડું કરી પીવું જોઇએ. અથવા તેવા પાણીને કાચા પથરના કુંડામાં રેડીને તેમાંથી બાહાર ટપકે તે પાણી પીયે તો તે પાણીનો સઘળો અવગુણ મટે છે, કદાપી પથરનું કુંડું ન મળી શકે તો એક ખાલી માટલું લઇને તેને તળીયે એક ઝીણો છેદ પાડી તે છેદમાં એક નાહાનો લુગડાનો કટકો જુલતો ખોશીને તે માટલામાં પા માટલું કોયલા ભરવા.

પછી તે ઉપર દરિયા કીનારાની રેતી લાવી તેને મીઠા પાણીએ ખુબ ધોઇને પા માટલાં જેટલી નાંખવી. પછી તે ઉપર પીવાનું પાણી ઉનું કરી નાંખવું. અથવા તેમ ન બને તો ટાહાડું પાણી રેડવું ને નિચે વાસણ મુકવું. તેમાં પાણી ટપકેથી પીવામાં લેવું. એમ કર્યાથી તે પાણી સ્વચ્છ થાયછે, ને અવગુણ મટી જાયછે. પંદર પંદર દહાડે અથવા એક મહિને તે રેતી અથવા કોયલા બદલીને નવા નાંખવા જોઇએ. તેથી ઘણો ગુણછે.

૯ હરકોઇ ગામનું પાણી નબળું હોય તો તેને ખુબ ગરમ કરીને ગાળી નાખવું. પછે ટાહાડું પડે ત્યારે પીવું. તે પણ ફાયદેમંદ છે.

૧૦ ઉપર કહેલી રીત પ્રમાણે જે માણસ ચાલે તો તે ૧૫૦) વરસ જીવી શકે છે ને ઉપર કહ્યા પ્રમાણે કરેથી શરીર હમેશાં નિરોગી રહે છે પણ આ કળયુગના સમયમાં ઘણું કરીને માણસની સો વરસની ઉમર કહેવાય છે તેમાં આશરે ૭૦ વરસ સુધી જીવેછે પણ વિલાયતમાં થામ્સપાર નામનો એક મજુર ૧૫૦) વરસનો થઇને મરણ પામ્યો હતો. ને તે ૮૦ વરસની ઉમરે પેહેલી વારમી પરણ્યો હતો. તેમજ જુરા ટાપુ ખાતે મેકારેન નામનો સખસ ૧૮૦ વરસની ઉમરે પહોચ્યા પછી મરણ પામ્યો હતો. ને હેનરી જેનકીન્સન નામના માણસે કોરટમાં સાક્ષિ આપતી વખતે ૧૫૦ વરસની બનેલી વાત કહી હતી ને તે ૧૬૯ વરસની ઉમરે પોહોચીને મરણ પામ્યો હતો.

૧૧ તે ઉપરથી એવું શાબીત થાય છે કે સારી હવા ને મધ્યમ ખોરાક ને શરીરે કસરત કરી ઉપર લખ્યા પ્રમાણે ચાલવાથી અલબતે લાંબી ઉમર અને શરીરે સુખ માણસો મન માન્યું ભોગવી શકેછે એમાં કશો શક નથી.

:o:

## પેટના કરમીયાનો ઉપાય.

પેટમાં કરમના રોગથી પીડા થાયછે તેનો ઉપાય. એક જાતના કરમ કુધીના બીના જેવા હોય તેની જગો પેટના રોદામાં હોય છે, ને બીજી જાતના કરમ અળશીયાના જેવા હોય છે, તેની જગો પેટના માદામાં હોય છે. ત્રીજી જાતના ઘણાજ ઝીણાં હોય છે તેની જગો અફરા ( કુલા ગાંડ )માં હોયછે, એ ત્રણે જાતના કરમનો નાશ કરવાને નીચે પ્રમાણે ઓષડ કરવું. કપીલો ૨ ૨) ભાર બારીક વાટીને ખાટા દહીમાં મેળવીને ખાય તો કરમ તમામ મરી જાય. પણ જે

દિવશે ઓષડ ખાવું હોય તેની આગળ રાતના ગોળ તોલા ૪) ખાવો કે જેથી ગોળને તમામ કરમ જઈને વળગે પછી બીજે દીવસે સવારે ઓષડ ખાય તો તેથી તમામ કરમ મરી જાયછે.

બીજો ઉપાય—દાડમનું ઝાડ ઘણું જુનું હોય તેની છાલ પૈસા ૪) ભાર લઈને તેને પાણી શેર ૬માં ઉકાળવી તેનું પાણી શેર ૧) રહે ત્યારે ઉતારી લુગડે ગળી તે પાણી દરરોજ સવારે પીએ તો કરમ માદામાં હોય તે મરી જાયછે.

ત્રીજો ઉપાય—બકામલીમનાં પાંદડાં તથા ફુલફળ ઝાડ, ઝાલ અને ખાખરાનાં બી તથા સણનાં બી એ સરવે ચીજ સરખે ભાગે રૂ ૧) એક ભાર લેવી. પછી તેને બારીક ખાંડીને દરરોજ ટાહાડા પાણી સાથે ફાકે તો કરમ મરી જાય.

ચોથો ઉપાય—સણનાં બી રૂ ૧) ભાર ગાયના મુતરમાં માસ ૪) સુધી પીયે તો કરમનો નાશ થાય. પણ મીઠાશ તથા પ્યાજ (કાંદા) ખાવા નહી. વળી કરમાણી અજમોદ તથા ખાખરાનાં બી બરાબર વજને લઈને ઝીણું ખાંડીને દરરોજ સવારે હથેળી પ્રમાણે માસ ૩) ખાય તો એ રોગ મટે. ભાત ભાતનાં કરમ મરી જાય. વળી નળીયા ને ખાંડી ઝીણો ભુકો કરી સવારે ફાકી મારી ટાહાડા પાણી સાથે ખાય તો પેટના કરમ મરી જાય માટે ઉપાય કરવો.

પાંચમો ઉપાય—મુરદાશીંગ માસા ૩)ને વજને ભુકો કરીને તેલ સાથે ખાય તો પણ કરમ મરી જાય છે—છઠો ઉપાય કરમાણી, અજમોદ, પીતપાપડો અંદરજવ એ ત્રણે ચીજો એક પઈસાની લાવીને તેને સાફ કરી બારીક ખાંડીને દરરોજ સવારે નયણે કોઠે રૂ ૦॥। ભારની ફાકી ભરી ટાહાડા પાણી સાથે ઉતારે તો બધી જાતના કરમના રોગ મટી જશે. પણ એ રોગવાળાએ મીઠાશ માત્ર ખાવી નહી.

---

## પારો શોધવાનો ઉપાય.

થોરીયાના પાન લાવી ખલમાં નાંખી તેમાં પારો નાંખીને પોહોર ૧ ) સુધી મરદન કરવું. પછી જુની ઈટના ઝીકાળામાં પોહોર ૧) મરદન કરવું પછી જેમાં જોઈએ તેમાં તે પારો વાપરવો.

---

## વછનાગ શોધવાનો ઉપાય.

શીંગડીયો વછનાગ શોધવો હોય તેટલો વજને લાવીને ભશનું

છાણ શેર ૧) તથા બકરીની લીંડી અને ગાયનું મુતર એ સરવે એકઠું કરીને એક માટીના વાસણમાં મુકીને તે મધે વછનાગ નાંખીને પછી તે ઉપર ઢાંકણી ઢાંકીને મોહોડું બંધ બાંધી મજબુત કરીને ચુલે ચડાવી તે તળે તાપ કરવો ને તે છાંણમાનું પાણી બદબદીને સુકાય એટલે તે વાસણ નીચે ઉતારીને ઢાંકેલું એક બાજુ રાખવું. પછી છેક ટાડું પડ્યા પછી તેનું મોહોડું ઉઘાડીને છાણ ફેંકી દેવું, પછી તે વછનાગ ઓસડમાં કહ્યા પ્રમાણે વાપરવો.

ઉપાય ૨ જો—આમળસારો ગંધક તોલો ૧) લઇને તેના સોપારીના કડકા જેવડા કડકા કરવા પછી એક માટીના કોરા વાસણમાં શેર ૧) દુધ લઇને તેનું સફેત લુગાડથી મોહોડું બંધ કરવું. પછી માટી પલાળીને તે ઉપર કુલડાની માફક ચારે તરફ કોર બાંધી તે મધે કોરૂં રહેલું લુગડું હોય તેમાં તે ગંધકના કડકા મુકવા, પછી એક માટીના વાસણની ઢીબમાં દેવતા ભરીને ઉપર મુકવો તેથી તે ગંધક ગળીને દુધમાં પડે એટલે તે દેવતા કહાડી નાંખવો. ને તે વાસણનું મોહોડું છોડીને તે દુધમાં શેવાની માફક તરતો હોય તે તમામ ગંધક કાહાડી લેવો ને તે શોધેલો ગંધક જેમાં જોઇએ તેમાં વાપરવો ને દુધ કહાડીને નાંખી દેવું અથવા કોઇને લુખસ થઈ હોય તેને શરીરે ચોળવા દેવું તેથી લુખસ પણ મટી જશે.

---

### ત્રાંબાના ઝેરનો ઉપાય.

કોઇ માણસે ત્રાંબાના વાસણમાં કટાએલી વસ્તુ ખાધી હોય અથવા પીતળના વાસણમાં કટાએલી અથવા જંગાલ જે ત્રાંબામાંથી બનેછે તે વસ્તુઓ ઝેર જેવી છે. માટે તે જાણે અજાણે કોઇના ખાધામાં આવી હોય તો તે ખાનારના ગળામાં બળતરા બળે ને પેટમાં વાઢકાપ થાય, તાવ આવે ને ઓકારી થાય એવું થાય કે તે માણસને અફીણના ઝેરની બાબતમાં લખ્યા પ્રમાણે ઉલટીનું ઓશડ આપવું અથવા તે હાજર ન હોય તો ઉનું પાણી પાઇને ઉલટી કરાવવી. અથવા ઉનું પાણી, બદામનું તેલ, માંખણ, ગાયનું ઘી એ સર્વે એકઠું કરી ઉપરા ઉપરી પાતાં જવું ને ઉલટી કરાવતા જવું ઉલટી થયા પછી બાવળનો સફેત ગુંદર ૨ ૩) ભાર લઈ ખાંડી ઝીણો કરી ઉના પાણી શેર ૧) માં મેળવી એક કલાકમાં દસ બાર વાર પાવું.

બીજો ઉપાય—અળશીના બીની ચાહ કરી ટાહાડી પાવી અ-થવા ધઉંનો નિસાસ્તો પકાવી તેમાં ઘણું ઘી નાંખી પેટ ભરાય ત્યાં સુધી પાવો.

ત્રીજો ઉપાય—ગાયનું ઘી માંખણ કે દુધ ઘણું પાવું જે મા-ણસના ખાધામાં મારેલો પારો કે હડતાળ આવી હોય તેને પણ ત્રાં-બાના ઝેરમાં કહેલાં ઓખડોથી ફાયદો થાય છે.

---

## હરેક જાતના વાના રોગ ઉપર મસળવાનાં તેલ કાઢવાની રીત.

૧ કંટાળા થુવેરનાં પાંદડાં.
૨ ધંતુરાનાં પાંદડાં.
૩ આકડાનાં પાંદડાં.
૪ કરેણાનાં પાંદડાં.
૫ લીંબડાનાં પાંદડાં.
૬ સરસેઆનાં પાંદડાં.
૭ કાળાં ભાંગરાનાં પાંદડાં.
૮ એરંડાનાં પાંદડાં.
૯ અરણીનાં પાંદડાં.
૧૦ બેઉ ભોંયરેગણીનાં પાંદડાં.
૧૧ આખરાનાં પાંદડાં.

એ સરવે જાતનાં લીલાં પાંદડાં લાવીને હરેક જાતનાં પાંદડાંનો રસ સેર ૧) કાહાડીને બધાંય પાંદડાનો રસ એકઠો કરીને તેની બરા-બર તેમાં દુધ મેળવવું ને પછે કાળા તલનું તેલ શેર ૩) તેમાં નાખી-ને થોડો એક કુંવરનો લુવાબ તેમાં નાંખવો પછે તેને ચુલા ઉપર ચહડાવીને તળે બળતું કરવું. જ્યારે એ રસ તથા દુધ બધું બળી જાય ને ફક્ત તેલ રેહે ત્યારે લુગડે ગળીને લેવું અને તેમાં કસ્તુરી તથા કપુર નાંખવાં ને તેને કાચના શીસામાં ભરી મુકવું પછે જેને હરેક જાતનો વાનો રોગ શરીરે હોય ને તેથી સાંધા દુખતા હોય તે ઉપર આ તેલ મસળે તો સઘળી જાતના વા મટી જાય.

બીજુ. નખ તેલ, દેવદારનું તેલ, એરંડીયું તેલ, અળશીનું તેલ, સરસીનું તેલ, મીઠું તેલ એ સરવે જાતના તેલને એકઠાં કરી મસળે તો વા મટી જાય છે. કુસુંબીનું તેલ જેને ગરમી હોય તેને મસળે તો શરદી પેદા કરે છે.

ત્રીજુ. આકડો શેર ૧) ગાયનું દુધ શેર ૧૦ રતાંજળી ૭ પઇસા ભાર, સુખડ ૭ પઇસા ભાર, હળધર ૭ પઇસા ભાર, દારૂહળદર ૭ પઇસા ભાર, મેદી ૭ પઇસા ભાર, સુંઠ ૭ પૈસા ભાર સફેતજીરૂ ૭ પૈસા ભાર ગાયનું ઘી શેર ૨) એ સર્વેને એ-

કરું કરી ચુલે ચડાવી નીચે બળતુ કરવું. ને જ્યારે દુધ બધું બળી રહે તેને સાફ કરી બાહાર કાઢવું. પછી તેમાંથી સ્ત્રિ અથવા પુરૂશ ખાય તો તેના ભાત ભાતના રોગ મટી જાય. હરષ, પીંડ રોગ, કમળો, સુસ્તિ, દમ એ સરવે મટે. શરીરનો રંગ તેજીપર આવે. તથા સોજો, અરોળ, હાંફણુ, મલારખી, શૂળ, વા ગોળો, તથા પેટના ભાત ભાતના રોગોને મટાડે. આ ઉપર લખેલાં ઓષડનો એવો ઉત્તમ ગુણ છે કે તેની તારીફ કલમથી લખતાં પાર ન આવે.

### શરીરમાં મસા થાય છે તેનો ઉપાય.

સંચોરો(પાપડીઓ ખારો) દેવતાના અંગારા ઉપર મુકી ફુલાવી સફેત થાય ત્યારે બાહાર કાડવો. ને સંચોરા બરાબર કળી ચુનોલેવો. ને એ બેઉને એકઠાં કરી તેને ત્રિજે હીસે પ્યાજ (કાંદો) લેવો ને એ સરવેને ખલ કરીને મસા ઉપર મુકે તો મસાને જડ મુળમાંથી કાહાડી નાંખે. બીજો ઉપાય. નીમક ( મીઠું ) ને કુવાનું પાણી એબેઉને મેળવીને મસા ઉપર દરોજ ચોપડ્યા કરે તો મસાને જડ મુળ માંથી કાપી નાંખે એમાં શક નથી. માટે કહેલા ઉપાય કરવા.

---

### પગ અને શરીર ફાટે છે તે મટવાના ઉપાય.

રાળ પૈસા ૧૦ ભાર મીણ પૈસા ૩) ભાર ગોળ પૈસા ૧) ભાર ઘી શેર ૦। એ સરવેને દેવતા ઉપર મુકી ગરમ કરવું. પછી નીચે ઉતારી જ્યાં ફાટ્યું હોય ત્યાં મસળે તો આરામ થાય.

બીજું—મીઠું તેલ તથા રાળ એ બેઉને દેવતા ઉપર ગરમ કરીને ચોપડે તો એવોજ ગુણ થાય. ત્રીજું—સફેત મીણ ૩૧) ભાર મીઠું તેલ ૩૨) ભાર એ બેઉને ઉનું કરીને શરીરના ઉપર મસળે તો આરામ થાય.

---

### સંઘરણીનો ઉપાય.

એ રોગ બે જાતનો થાયછે તેમાં એક આબી અને બીજો આતસી એ રોગથી ઝાડો થાય. જો આબી હોય તો તેથી તરસ થોડી હોય કદી પેટ ચાલે ને કદી બંધ થાય તેનો ઉપાય એછેજે રાળ પઇસા ૬) ભાર બુરા ખાંડ પઇસા ૩ ભાર આબચી પઇસા ૨ )ભાર સુંઠ પઇસા ૩ ભાર કંતાન બી પઇસા ૩ ભાર એ સરવેને એકઠું કરીને ઝીણું ખાંડીને દરોજ સવારે તથા સાંજે બબે પઇસા ભારની ફાકી ભરે તો આબી સંઘરણીનો રોગ મટે એ દરદમાં ભાંગ પીએતો ઠીક છે.

ખસખસનાં પોસ બારીક ખાંડીને દરરોજ સવારે હથેળી ભરીને ફાકે તો તેથી પણ ફાયદો છે એ રોગવાળો અફીણ ખાય તો ફાયદે મંદ છે. જો આતસી હોય તો તેનું દીલ પાણીને વાસ્તે તરફડે, દીલ તથા છાતી દેવતાની માફક બળે પાણીની માફક રાત દીવશ પેટ ચાલે એ રોગને ઓસડ ફાયદો ન કરે.

---

### અડગળીનો ઉપાય.

ફટકડી ફુલાવેલી રતી ૪) ખાયતો અડગલી મટે બીજો ઈલાજ સુંઠ તોલા ૦ાા બારીક ખાંડીને તેમાં ગોળ તોલો ૧ નાંખીને ખાય તો તે પણ ફાયદો કરે. ત્રીજો ઉપાય કુંવરનો રસ તથા સુંઠનો ભુકો ભેગો કરીને ચાટે તો અડગલી સમે. ચોથું. કુલીજન વાટી ગોળ સાથે ગોળી કરીને ટાહાડા પાણી સાથે ગળે તો અડગલી મટી જાય.

---

### પેશાબ ઘણો થતો હોય તેનો ઉપાય.

કાળા તલ પઈસા ૯ ભાર દરરોજ સવારમાં ખાયતો પેશાબ ઘણો થતો હોય અથવા ટપકતો હોય તો એથી બંધ થશે ને શીરસ્તા મુજબ આવશે.

બીજો ઉપાય-પોલાદ (ગજવેલ) મારેલી લેવી. તથા તેના બરાબર સુંઠ લેવી એ બેને બારીક વાટી એથી બમણી સાકર નાંખો દરરોજ સવારના પહોરમાં નયણે કોઠે આશરે પા તોલો અથવા તેથી વધારે ખાય તો ઘણો પેશાબ આવતો હોય અથવા ટપકતો હોય અથવા અટકીને આવતો હોય તો તે સરવેને આ ઓસડથી ઘણો ગુણ થશે. મારેલી પોલાદ કોઈ પાસેથી મળેતો સારૂ નહીંતો આ ચોપડીમાં પોલાદ મારવાની વિધિ કહેલીછે તે પ્રમાણે મારી તઈઆર કરીને દરદીને ઓસડ આપવું તેથી સારૂં થશે.

ત્રીજો ઉપાય-સુવા શેર ૧ મેંદો શેર ગા ગુંદર શેર ગા ખાંડ શેર ૧ાા રાતી, ઘી શેર ૦ાા એ સરવે વસાણાં ખાંડીને તેમાં ઘી તથા ખાંડ નાંખીને લાડવા વાળવા. દરેક લાડુ શેર ૦ાનો વાળી દરરોજ સવારે લાડુ ૧) નયણે કોઠે ખાય તથા સાંજે લાડુ ૧ ખાય તો પેશાબ ગળતો બંધ થશે ને શરીરમાં કામ જાગ્રત થશે.

ચોથો ઉપાય—ગુવારના દાણાનો આટો શેર ૧)તે મધે સાકર શેર ૦ાા નાંખી તેની માંહે ગાયનું ઘી નાંખી લાડવા વાળી સવારે તથા સાંજે

એકેક લાડુ દીન ૧૦ સુધી ખાય તો તેથી પણ ગુણ થશે.

## ઝીણી વરસુડીનો ઉપાય.

માણસના શરીરમાં વરસુડી ઘણું કરીને કપાળ ઉપર, હાથ ઉપર કે પગની પાટલી ઉપર નાની વરસુડી ચણોઆર જેવડી અથવા નાની સોપારી જેવડી થાયછે તેને આંગળીથી દાબીએ તો તેમાંથી ખાડો પડે ને પથરાઇ જાય. આંગળી ઉચકયાથી તુરત પાછો ખાડો બ-રાઇને પથરાએલી પાછી ઉઠે. એ જાતની વરસુડીમાં દુખ થાયછે, ને કોઇને નથી થતું. જેને વરસુડી થઇ હોય ને દુખ થતું હોય તો તેને આંગળાએ રગડી પાટીઆનો કટકો લેઈ તેથી દાબીને બેસારવો ને પછી તે ઉપર એક શીસાનો વજનદાર કટકો અથવા ત્રાંબાનો કટકો સપાટ લેઇને તેના ઉપર મજબુત પાટેથી બાંધી મુકવો. પછી તેના વજને કરી મટી જશે ને ફરીથી થશે નહિ. કદાપિ વરસુડી ચાંપ્યાથી દુખતી હોય ને તેમાં દુખ થતુ હોય કો કંઠમાળમાં કહેલા ઉપાય કર-વા તેથી મટી જશે.

## મબારખિનો ઉપાય.

તરાએમન પૈસા ૨)ભાર, મરી પૈસા ર)ભાર પીંપર પૈસા ૨)ભાર કરી-યાતાની પાંદડી પૈસા ૨)ભાર એ સરવેને બારીક ખાંડીને ચાળીનાંખી તેમાં ગોળી વળે તેટલો ગોળ. નાંખી તેને ભેગું કરી પથર ઉપર વાટી-ને ગોળી વાળવી, તે દરેક ગોળી પઇસા બે ભારની વાળવી, પછી દર-દી ને દરરોજ સવારે ટાડા પાણી સાથે ખવરાવે તો ઉપર કહેલું દરદ મટી જાય છે.

બીજો ઉપાય—સુરોખાર પૈસા ૧) ભાર મરી પૈસા ૧) ભાર હળદર પઇસા ૧ ભાર લીંબુનો રસ પસા ૨॥ ભાર લઈ તેમાં દવા મેળવી ચાટે તો દરદ મટી જાય.

ત્રીજો ઉપાય—કુડેટી, કાંટાની વાડ ઉપર થાય છે. તેનાં પાંદડાં ઉપર ઊધા કાંટા હોય છે તે લાવીને તેને વાટીને રસ કાડી તેમાંથી રસ પૈસા ૧)ભાર લઈ તેમાં ગોળ પઇસા ૨॥ ભાર એ બેઉને એકઠું કરી પાય તો આરામ થાય.

## સંધી વાનો ઉપાય.

સંધી વા, એને કોઈ સંઅવા પણ કહેછે, એ દરદની રીત એવી છેકે, માણસના શરીરના સાંધાઓમાં થાયછે તેથી શરીરના સરવે સાંધાઓ દુખેછે અને કોઈને સાંધાઓમાં સોજા પણ થાયછે ને ગાંઠો ઘાલેછે એ રોગ બે જાતનો થાય છે. એકની સાથે તાવ આવે છે ને રાત દિવશ ઈજા કરેછે. પણ એની ઉપર ઓસડ લાગુ પડીને ગુણ થાય છે. બીજી જાતનાને તાવ આવતો નથી. ને દાહાડે દરદ ઓછું થાયછે. ને રાત્રીએ ઘણું થાય છે ને તાવ મુદલ આવતો નથી માટે એ જાતના રોગ ઉપર ઓષડ લાગુ પડવું કઠણ છે, તો પણ કહ્યા પ્રમાણે ઓષડ કરતાં કોઈને ગુણ પડેછે તો તેથી સારો થાયછે.

સીંધી વાયુની સાથે તાવ આવે છે. તેનો ઉપાય નિચે મુજબ.

સાંધાઓમાં લાલ સોજો હોય તો એ રોગની ફસ ખોલાવી લોહી કઢાવી કમી કરાવવું તેથી આરામ થશે. અને એ આજાર વાથી હશે તો તેનું ઓષડ પીંપર ટાંક ૧) દેવદાર ટાંક ૧) એ બેઉ ખાય ને દેવદારનું તેલ સાંધા ઉપર મસળે તો આરામ થાયછે. ટાંકના વજનની સમજ એ જે તે કુંપની શિક્કાના એક પઈસાભાર ( ડોઢીયાભાર ) હોય તેને ટાંક સમજવો.

વગર તાવનો સંધી વા મટવાનો ઉપાય એ છેકે શીકોતરી એળીયો રૂ ૧ ભાર રેવંચીની ખટાઈ રૂ ૨) ભાર એ બેઉને એકઠાં કરીને બારીક વાટીને દર રોજ ઉના પાણી સાથે ફકાવવો અથવા ગોળીઓ વાળી રાખવી એથી હલકો જુલાબ આવશે. વળી એ આજાર વાળાને એક મોટા ટીપમાં ગરમ પાણી છાતી સુધી પોહોચે તેટલું ભરી તેમાં બેસાડી નવરાવવો, પાણી થંડું પડ્યા પછી બાહાર કાહાડવો. કોઈ ઠેકાણે ગંધકની ખાણ હોય છે ને તેના ઉપર ઉના પાણીના હિંદુ લોકોને નાહાવાના કુંડ હોય છે તેમાં સદાય ઉનું પાણી રેહે છે તેમાં નવરાવે તો બહુ ફાયદો કરે ને દરદ મટી જાય. એ ખાણ સુરત જીલામાં દેવકી ઉનાઈની જાત્રા દર વરસે ચૈત્ર સુદ ૧૫ મે ભરાયછે ત્યાં ઘણા લોકો જાતરાએ જાયછે માટે તે પાણી ઉપરના રોગવાળાને નવરાવવાને ઘણું ગુણકારી છે તે જેનાથી બને તેણે એ ઉપાય કરવો.

---

## રીંગણ વાયુનો ઉપાય.

રીંગણ વાયુની નીસાન એ છે કે. કઢીયેરને માથેથી એવું દુખ થાય જે, પગની નળી સુધી જોર કરી દુઃખ દે એ આજાર વાળાને એકે ઓષડ લાગુ નહી પડે માટે કોઈ હુંશીયાર માણસ પાસે ડામ દેવરાવે તો તેથી કરાર થાય. ડામ દીધાની જગા એ છે કે કઢીયેરને માથે તથા પગની નળીની વચે ડામ દેવો. જો ખરો ઉસ્તાદ મળે ને બેઉ જગોએ ડામ દેતો એ રોગ મૂળમાંથી જાય, ને ફરી પેદા થાય નહી. કદાપી કોઈ માણસ એવી ઇચ્છા રાખે જે ડામ દીધા વગર એ રોગ જાય તો બેઉ જગા ઉપર પાછડાં પાડવા. પછી એ બેઉ પાછડાં ઉપર મોચીયાં પૈસા ૧) ભાર મોરથુથુ પૈસા ૧) ભાર નવસાર પૈસા ૧) ભાર વછનાગનો ગર પૈસા ૧) ભાર એ સરવે ચીજને લીંબુના રસમાં ખલ કરીને પાછડાં ઉપર સાંજે ચોપડે તો ડામ દીધા વગર મટે, માટે એ બેમાંથી ગમે તે ઉપાય કરવો.

---

## દવાલીનો ઉપાય.

દવાલીની અલામત એ છે જે પગની રગો જાડી રશીની (દોરડીની) માફક જાડી નજરે દેખાય તેવી થાય તેને ઓષડથી ફાયદો નહી થાય. વૈદ લોકો એ રોગીને અરચની પથ્થર આપે છે, તેણે કરીને ઘણા લોકોની રગો સારી થાય છે, એ તમામ રગોનું લોહી કહડાવે પછી તેને ઉસ્તાવર બાંધે તેથી રગો દુરસ્ત થાય છે, તે એવી સારી નરમ થાય જે અસલના જેવી થશે.

---

## પેટમાં દુખે તેનો ઉપાય

જે કોઇના પેટમાં દુખ પેદા થાય, તેની પેદાશ વા તથા ગરમી તથા શરદીથી થાયછે. જો માદામાં શરદી હોય તો ખાટા ઓટકાર આવે, ખાધેલું પચતાં વાર લાગે તેનો ઉપાય. ચીનીકબાલા, અકલગરો, સુંઠ, મરી, પીંપર એ સરવે ખાંડી ઝીણું કરીને દરરોજ સવારે મધમાં મેળવીને ચાટે એ પ્રમાણે દીન ૨૧ સુધી કરેતો એ દુખ મટી જાય, જો માદામાં ગરમીની અસર હોય તો ખાધેલું પચે પણ ગરમીના જોરથી દરદ ભરેલો ઓડકાર આવે, પેટમાં શોજશ થાય પાણીની તરસ ઘણી લાગે તેનો ઉપાય. વાંસકપુર, આલુંબોખાર, બોરના કળીયા, એળચી, સુંઠ, સમાક, સરબાબો, કેસર, કસ્તુરી, કપુર એ

સરવે બરાબર વજને લેઈ ઝીણું ખાંડીને તેમાં ત્રણ ભાગ ખાંડ મે- ળીને દરરોજ સવારે એક હાથેળી ભરી ખાય તો તેથી માહાની ગરમી તમામ મટી જશે.

બદહજમીનો ઈલાજ લાંઘણ વીના બીજો નથી, જો જાયફળ મધ સાથે આપે તો ફાયદો કરેછે. તથા સુકું લીંબુ મોહોમાં રાખે તો તેથી પણ નફો છે. જો પેટ ચાલે ને ઓકારી આવે તો સડકચુરો જોશ કરીને પાય તો નફો થાયછે.

---

## સનેપાતનો ઉપાય.

સનેપાત કોઈને ગરમીથી થાયછે, અને કોઈને શરદીથી થાયછે તેનો ઉપાય, વછનાગ પૈસા ૧) ભાર ટંકણખાર પૈસા ૧) ભાર કાળાં મરી પૈસા ૧) ભાર પીપર પૈસા ૧) ભાર અકલગરો પૈસા ૧) ભાર પારો પૈસા ૨) ભાર ગંધક પૈસા ૧) ભાર ચીતરો પૈસા ૧) ભાર સુંઠ પૈસા ૨) ભાર ચીનીકબાલા પૈસા ૨) ભાર એ સરવે વસાણાં બારીક ખાંડીને હવાલે ચાળીને તેમાં તે દવા પલળે એટલો ભાંગરાનો રસ નાંખીને ખલમાં ખુબ ઘુંટીને ગોળી વાળે તેવું થાય ત્યારે ચણોઠી જેવડી ગોળીયો કરવી. ને તે ગોળીયોને છાંયડે સુકવી,ને સીસામાં ભરી મુકવી, પછે કોઈને નશીબ જોગે સનેપાત થયો હોય તેને તેમાંથી એક ગોળી આપી પાણીમાં ઉતરાવી દેવી, તેથી જો તેનું આયુષ લાંબુ હોય ને પરમેશ્વરની કૃપા હોય તો એ રોગનો બચાવ થાયછે.

બીજો ઉપાય—પારો પઈસા ૩ ભાર, શીસું પઈસા ૬ ભાર ટંકણ ખાર પઈસા ૧ ભાર વછનાગ પઈસા ૪ ભાર તરીગડું પઈસા ૯ ભાર ત્રિફળાં પઈસા ૬ ભાર એ સરવે જણસ બારીક ખાંડીને ધંતુરાના રસમાં ખલકરી ચણોઠી જેવડી ગોળીઓ કરી રાખવી. પછી જેને શરદી કે વઈથી સનેપાત થયો હોય તેને ગોળી ૧ ખવરાવે તો આરામ થાય.

ત્રીજો ઉપાય—ખરો સોનાનો વરગ વાલ ૧) પીંપર પઈસા ૧) ભાર કાળાં મરી પૈસા ૧) ભાર તથા માંડવાનાં પાન પાકાં ને મોટાં નંગ ૪ એ સરવે ભેગાં વાટીને તેમાં ફુદીનાનો રસ નાંખવો પછી સરવે એક રસ કરી લુગડે ગળીને તેમાં છેલીવારે સોનાનો વરગ નાંખી મેળાવીને સવારે તથા સાંજે સનેપાતના રોગવાળાને પાય તો ઈશ્વરકૃપાથી આરામ થામ.

## સોજા ઉતારવાનો ઉપાય.

માણસના શરીર ઉપર સોજા આવેછે તેવા ગરમી નબળાઇ કે લોહીથી આવેછે, એ ચારેનો ઉપાય એ છે જે એરંડાની જડ, ઇંદ્રજવ, સુંઠ, પિંપર, સાજી, જવખાર, હળદર, દેવદાર એ સરવે બરાબર વજને લેવું ને તેને બારીક ખાંડીને પછી રીમેહાઇન એટલે લુવારની કોડમાં ઘડતાં જે લોઢાનો ભુકો મેલ પડેછે તે સરવે દવાના ત્રીજા ભાગનો લેઇને બારીક વાટી દવામાં મેળવવો પછી તેમાંથી દરરોજ સવારે પઇસા ૧) ભાર હફતા ૪ સુધી ખાય તો ઘણોજ ગુણ થાય ને સોજા રોગ મટી જાય પણ ખટાશવાળી સરવે ચીજ તથા ખાંડ તથા વાઈ કરે તેવી ચીજ પણ ખાવી નહી પરેજી પાળવી. સોજા ઉપર એરંડીઓ તેલ મસળે તો તેથી પણ સોજો ઉતરી જાયછે પણ જો ગરમી નહોય તો નહી ચોપડવું કેમકે વધારે થાય માટે ન ચોપડવું.

બીજો ઉપાય—નવા વાંસનો કકડો, શિંધવ, હળદર એ સરવેને ઘશીને સોજા ઉપર ચોપડે તો સોજો ઉતરી જાય જો સોજો લાલ રંગનો હોય તો લોહીથી થયો હોય એમ જાણવું. સોજામાં બળતરા બળતી હોય તો ફમડી મુકાવવી અથવા જળો મુકાવવી ને લોહી કમી કરાવવું ને નીચે લખેલો મલમ તે ઉપર ચોપડવો. મહુડા શેર ૦। :હળદર પૈસા ૨ ભાર નીમક (મીઠું) પૈસા ૧ ભાર એ સરવે મીઠા તેલમાં ઘુટીને મલમ કરવો પછી તે દરદ ઉપર ચોપડવો અથવા તે ઉપર પટી મારવી તેથી લોહી વીકારનું દરદ મટી જશે. પંદર દીવશ સુધી એ ઉપાય લાગટ કરેથી જરૂર ફાયદો થશે. લોહી વિકારનું દરદ હોય તોજ લોહી કઢાવવું ને ન હોયતો નહી કઢાવવું કેમ જે ઉલટું નુકશાન થાયછે તે ઉપર કુંવરનો લોવાબ મસળે તો સોજો ઉતરે.

ત્રીજો ઉપાય—જેહેરકચુરો, સુરીજાન, સુંઠ, સાટોડી આંબાહળદર તથા એરંડાની જડ એ સરવે ગાયના મુતરમાં ઘશીને થોડું ઉનું કરી ચોપડેતો સોજો ઉતરી જાય.

---

## પાઠાનો ઉપાય.

પાઠું ઘણુંકરીને બંને ખભાની વચે વચલા મોહોરાની ઉપર થાયછે એ રોગ સ્ત્રી અથવા પુરૂષ બંનેને થાયછે. એ પાઠું ઘણું કરીને બંને ખભાની વચે વચલા મોહોરાની ઉપર થાયછે. એ પાઠું ઘણુંજ ઘાતકીછે. પાઠું કાચું હોય ત્યારે ચીરાવે તો ફાયદો થાયછે. કેમકે તે

મોહોટું થયું હોય તો તેની દેહેશત ઘણી છે. પણ પીઠ વગર બીજે ઠેકાણે થયું હોય તેની દેહેસત નથી. એ પાઠાના રોગને કાચબ કરીને પણ કહેછે. તેનું કારણ એછેજે તેની નિશાન કાચબા જેવી છે. પાઠાનો રોગ સ્ત્રીઓને ઘણોખરો છાતી ઉપર તથા કમરમાં થાયછે. વળિ એમ પણ કહેવાય છે કે સ્ત્રિને કમળ પાઠુ થાયછે, તે કોઇને વારસાથી થાયછે એટલે જેની માને કમળમાં પાઠુ નીકળ્યુ હોય તેની છોકરીને નીકળે છે ને પુરૂષને પેટ કે મોહોડા ઉપર કે ઇંદ્રીના છીદ્ર ઉપર થાય છે. પણ ઉપર લખેલું પાઠુ તો વાંસામાંજ નિકળે છે. એ સઘળિ જાતના પાઠાનો ઉપાય નિચે પ્રમાણે.

પીઠ વગર બીજાં જે પાઠાં પુરૂશ તથા સ્ત્રીને થાય છે તે પ્રથમતો એક નાની સોપારી અથવા બદામ જેવડું થાયછે તે વધે છે તેમાં કોઇને દરદ થાય છે ને કોઇને નથી થતું. એ પાઠાવાળાંને એ રોગ થતાં ફસ ખોલાવવી; તથા હલકા જુલાબ આપવા; તથા આ ચોપડીમાં કહેલાં ઓસડો તે પાઠાંવાળાને ખાવાને તથા ચોપડવાને સારૂ આપવાં. જો ઘણું જોરમાં ઉઠેલું માલમ પડે તો તરત ઉપર જળો મુકાવવી, અને પાક ઉપર આવે તો પાકની લેપડી કરી બાંધવી; સારીપેઠે પાકયા પછી નસતરે ચિરી અંદરથી તેનો સઘળો મવાદ (રગદળરસી) ઝરીને સાફ થાય ત્યારે રૂઝવવાની પટી મારવી. એ રોગ વાળાને સારી હવામાં રાખવો. એ જાતના પાઠાને દરિયાના પાણી સાથે ધોતાં રેહેવું. અથવા દરિયાનું પાણી ન મળે તો ઉના પાણીમાં મીઠું નાંખીને તે પાણીથી ધોતાં રેહેવું. કદાપી સ્ત્રિના કમળમાં પાઠું થયું હોય તો તેને કઠણ દવા ખાવા ન આપવી, હલકી દવાઇ આપવી; જેવું કે ગુલેગન ફસાનું સરબત. લીંબોફરનું સરબત કે પરેસિયા વસાનનું સરબત; એવી દવાઇઓ આપતા રેહેવું ને ખાવા સારૂં હલકો સુતરૂ ખોરાક આપવો. જેવા કે જવની કાંજી તેમાં દુધની તર કહાડીને દુધ નાંખવું, તથા ચોળાઇની (તાંદળજાની) ભાજી એવી હલકી વસ્તુઓ આપવી.

જે પાઠું વાંસા ઉપર નિકળ્યું હોય તે ઘણુંજ ઘાતકી છે. માટે તેની નિશાન માલમ પડતાં તરત જળો મુકાવવી; એકવાર મુકાવે થોડો ફેર જણાય એટલે બીજીવાર મુકાવીને જેમ બને તેમ નરમ પાડવું; તે નરમ પડ્યા પછી તેની ઉપર પાકની દવાની લેપડીયો બાંધીને પકવવું. પાક ઉપર આવેલું માલમ પડે એટલે તેને મહોટે નસતરે ચીરવું.

ચિરતાં કાપ લાંબો મૂકવો. જેટલું પોહોળું દેખાય, એટલું બધું ચિરીને રગદળ બહાર કહાડી સાફ કરવું. પછે નિચે કહેલા મલમની પટી મારવી. એ મલમ બનાવવાની રીતપીળી બેરંજી જેને ઈંગ્રેજીમાં રાજન કહે છે તે રૂ ૫) ભાર તથા પીળું મીણ રૂ ૫) ભાર તથા મીઠું તેલ રૂ ૫) ભાર લેવું એ સરવેમાંથી પેહેલું મીણ ગરમ કરી તાવવું. પછી તેમાં રાજનનો ભુકો બારીક કરી નાંખવો. એટલે મીણ તથા બેરંજી (રાજન) એક રસ થઇ જશે. પછી તેમાં તેલ રેડીને જરા હલાવીને તુરત લુગડે ગળીને રાખવું એટલે કરીને મલમ થશે, એ મલમનું નામ ઈંગ્રેજીમાં "બેસીજલેકન આનમેંટ" કરી રાખેલું છે. તે મલમ ઈંડાની જરદી સાથે મેળવીને તેમાં જુનાં લુગડાંનો કટકો અથવા દોરડાંનો ડુચો ખરડીને તે જખમમાં મુકી પછી તેજ મલમની પટી બનાવીને તે ઉપર મુકવી. ને આજુ કઠણ હોય તો તે ઉપર પાકની લેપડી બાંધ્યા કરવી. ને દિવસમાં બેવાર તે પટી ઉખેડીને કાકડો કાહાડીને ઉના પાણીએ અથવા મેથી અને કાંચકીની જડને ઉકાળી તે પાણીએ ધોઇ સાફ કરી નવો કકડો તથા પટી મુકવી. જ્યારે રૂઝ ઉપર આવે ને પરૂ અથવા પાણી આવતું બંધ થાય. ત્યારે પેલો કકડો મુકવો નહી, ને તેના ઉપર સફેત કાચું મીણ તથા તેલને ગરમ કરીને તે સાદા મલમુલની પટી મારવી ને રૂઝાવવું. અને એ ધણીનો ઝાડો કબજ રેહેતો હોય તો હલકો જુલાબ આપવો અથવા જુલાબની દવા ભરી ઝાડાની વાટે પીચકારી આપવી. તેથી જુલાબ થશે. માટે પેટ હલકું પડશે; ને રોગની કસર નિકળિ જશે, ઉપર લખેલી બેરંજી (રાજન) ના મલમલથી ઘણોજ ફાયદો છે, જો નાની સરખી બદ કે ડુંગલ થયું હોય તો તેના ઉપર એ મલમની પટી મારી હોય તો તે દરદને વેરી નાંખેછે ને બદ પીંગળી જાયછે. તુરતનો અથવા થોડા દહાડાનો અંતરગળનો રોગ હોય તેના ઉપર એ મલમની પટી મુંકી હોય તો તેથી ફાયદો થાયછે. માટે એ મલમ બનાવવાની રીત ઉપર લખીછે તે પ્રમાણે બનાવી ઘરમાં તૈયાર રાખવો, કે જ્યારે જોઇએ ત્યારે તરત કામ આવે.

---

## બગાસાનો ઉપાય.

માણસને કોઇવેળા બગાસાં ઉપરા ઉપરી આવે છે. બગાસું એટલે જે માણસનું મોહોડું પોળું થઇને આહા? એવો અવાજ થા-

થછે તે તેનાં બે કારણછે. તેમાં પેહેલું કારણ એ જે રાત્રીએ નિત્યનો સુવાની વખત થાયછે એટલે બગાસાં આવેછે. માટે વેળા થઈ એટલે સુવાની તૈયારી કરી સુતા એટલે બંધ પડે છે. ને કોઈ કારણસર ઉજાગરો થાય તો દિવસે બગાસાં આવે એટલે સુવું જોઇએ. સુતેથી ઉજાગરાની કસર મટેછે. એવી રીતનાં બગાસાં તો દરેક માણસને આવેછે, પણ ઉજાગરો નહિછતાં બગાસાં ઘણાં દિવસનાં આવે તો અંગમાં સુસ્તિ થએલી જાણવી ને તે રોગનું કારણછે માટે તેને હલકો જુલાબ આપવો ને સુસ્તિ મટે એવું ચુરણ ખાવું.

---

## ઓડકારનો ઉપાય.

ઓડકાર ઘણી જાતનાં હોય તેમાં મુખ્ય બે જાતનાં છે; એકતો ખાધા પછી તરત આવેછે, તે ખાવેલું પચાવવાની નિશાની છે. બીજું અપચો એટલે ખાવેલું અન ન પચ્યું હોય તેથી આવેછે, તે ખાટા આવેછે, માટે તેનો ઉપાય આ ચોપડીમાં અજીરણના ઉપાયમાં કહ્યા પ્રમાણે કરેથી મટશે.

## બદનો ઉપાય.

માણસની જાંઘના બંને કાતરાઓની ઉપર અથવા એક કાતરા ઉપર લાંબી કેળાના જેવી ગાંઠ થાયછે તેને બદ કરીને કહેછે.પણ કોઇ વેળાએ માણસને ગુંદવાથી, ફલાંગમારવાથી ખાડામાં પગ પડવાથી ઉતાવળે દોડવાથી ઘણું ચાલવાથી ભાર ઉચકવાથી અથવા બીજા એવાંજ કારણોથી ઝાંઘના કાતરામાં ગાંઠ ઘાલેછે તે ગાંઠ ઉપર સેહેજ ઓસડ ચોપડવાથી મટી જાયછે એ બહુ વધતી નથી કે વધારે દુખ આપતી નથી. તે વેળ તણાએલી જાણવી પણ જે ગરમીના રોગથી બદ થાયછે તે પ્રથમ ટાંકી ( ચાંદી ) થાયછે ને તેનું જોર વધેથી તેની વેળ ઘાલે તેનું નામ બદ અથવા પરમાનું દરદ જોરમાં હોય તેથી પણ થાયછે. અને કોઇને પરમા વગર પણ થાયછે માટે તેનું ઓસડ કરવું. જો આળસ કરે તો એ રોગ ખુશિયાની નિચે અથવા પેટમાં ઉતરે ત્યારે ઘણીજ હેરાનગતી પોચે છે. માટે તેનું ઓસડ તાકીદથી નિચે પ્રમાણે કરવું.

પ્રથમ તો જ્યારે બદ જોર કરે ત્યારે ઉતાવળેથી બે ત્રણવાર જળો મુકાવવી જળો છુટ્યા પછી ગેરંજીના મલમની પટી મારવી. તે મલમ બનાવવાની વિગતઃ—ગેરંજી ( રાજન ) ૨ ૫) ભાર પીળુમીણ

રૂ ૫) ભાર અળશીનું તેલ રૂ ૫) ભાર. પ્રથમ મીણને એક વાસણ-માં ઘાલી દેવતા ઉપર ઉનું કરવું પછી મીણ ઓગળી જાય ત્યારે બે-રંજીનો બારીક ભુકો તેમાં નાખવો તે ઓગળીને એકરસ થાય ત્યારે તેમાં તેલ રેડવું ને તેને ધીમી આંચમાં રાખી થોડીવાર પછી નિચે ઉતારી બારીક લુગડાએ ગળીને એક કાચના ડબામાં રાખવો, પછી તે મલમની પટી મારવી. એ મલમ ફેરવવા સારૂ તથા પીંગળવા સારૂં ઘણોજ ફાયદા કારકછે. બદવાળા રોગી માણસને ફરવા હરવા દેવું નહિ સુવાડી મુકવું. એ રીતે કરેચા છતાં પણ જો બદની અંદરે પરૂ થવા માંડે ને માલમ પડે કે પાકશે તો અળશીના બીજનું અ-થવા બાજરીના લોટનું, ચણાના લોટનું, પાઉનું કે ખમીરી રોટીનું પો-ટીસ દુધ તથા પાણીમાં પકાવી તેની જાડી લેપડી કરી દિવસમાં ત્ર-ણચારવાર ઉપર બાંધ્યા કરવું. પછી પરૂ સારી પેઠે થએલું માલમ પડે ત્યારે પોતાની મેળે ફુટવાની વાટ જોવી નહિ તે પોતાની મેળે ફુ-ટતાં ઘણા દિવસ થશે તેથી અંદર વધારે સડો લાગશે. માટે પરૂ થ-એલું માલમ પડે કે તરત મહોટા નસ્તરે અથવા અસ્તરાએ ચીરાવી પરૂ વેહેતું કરવું. પણ તેને ચીરતી વેળા કાપ લાંબો મુકવો. કારણ કે બધું પરૂ જલદીથી બાહાર નીકળી આવે, પછી એક સફેત જુના ઝી ણા લુગડાની બત્તિ કરવી તે બદના કાપમાં સમાય તેવી કરીને તેની ઉપર બેરંજીનો મલમ તથા બેદાંની જરદી એ બેઉ મેળવીને તેમાં પેલો કાકડો મલમવાળો બદના છેદમાં મુકવો કે પેલો છેદ રૂઝી ન જાય અથવા ઝીણા જુનાં લુગડાંના દોરા ઘણાક કહાડીને પેલા છેદ માં રહે એવું મોહોડું એકસ કરીને તેને પેલા મલમમાં સારી પેઠે ખરડીને રૂપાની સળીથી દબાવીને છેદમાં ઘાલવો, તે ડુચો નરમ રાખવો કઠણ કરવો નહિ. દિવસમાં બેવાર તે કાકડો અથવા ડુચો અને પટી બદલવી. બદલતી વેળા કાંચકીના પાંદડાં તથા મેથી ઉકા-ળીને તેના પાણીથી તે સઘળી જગા ધોઈ સાફ કરીને કકડો તથા પ ટી મુકવી. બદને ચીરીને વેહેતી કરેચા પછી પણ તેના આજુ બાજુ ની જગો ઘણી કઠણ હોય તો ફરીથી તે જગો ઉપર જળો મુકા વવી ને ત્યાર પછી ઉપર કહેલી લેપડી કાકડો તથા પટી મુકી તેના ઉપર બાંધ્યા કરવી. જ્યાં સુધી તે બદની ગાંઠ બધી સાફ થાય ત્યાં સુધી ઉપર કહ્યા પ્રમાણે કરી વેહેતી રાખવી કદી બંધ કરવી નહિ.

કોઇ વેળા બદ ફુટ્યા પછી અથવા ચીરચા પછી તે બદની ઘા-

ચેની કોરો સડીને ઉપર માંસ નીકળી આવેછે. ત્યારે તેની ધારોને લોઢું ધીકાવીને ડામી નાંખવી. કદાપી ડામવાનુ નહિ બની શકે તો બરાંડી દારૂમાં પાણી ભેળીને તેનાં પોતાં બાળીને મુકવાં. પછી તે સડેલું માંસ સારૂં થાય ત્યારે મીણ તા૦ તેલ એ બેઉ ઉના કરીને તેના મલમની અથવા ગામઠી કાળા મલમની પટી ઉપર મુક્યા કરવી. પણ તેમાંનો સઘળો રોસ ઝરીને સાફ થાય ત્યાં સુધી રૂઝ ઉપર લાવવું નહિ. કદાપી રૂઝવાનો મલમ મુકે તો પણ કોઈ રીતે રૂઝ આવે નહિ ને વધ્યા કરે અથવા માંસ સડ્યા કરે તો પછી મોહોડું આપવું કે બદ પોતાની મેળે સાફ થઈને રૂઝે ત્યાં સુધી મોહોડું ગળતું રાખવું. ને મોહોડું વળ્યા પછી કૌવતની દવાઈ નજર પોહોચાડી આપવી.

કદાપી બદની ગાંઠ નબળી હોય ને કાંઈ વધારે જોર નહિ હોય ને ધારવામાં આવે કે બેસાડ્યાથી દુઃખ નહિ થાય તો તેને બેસાડવા સારૂ બેદાનો સફેતી કપડાં ઉપર ચોપડીને તેની પટી મુકવી કે તેથી પણ બદ પીગળી જશે. એ મલમ પીંગળાવામાં ઘણોજ ફાયદા કારેકછે. પાકુ, દુબલ કે બદ થવા માંડે કે તુરત એ મલમની પટી મુકવાથી બેશી જશે.

બીજો ઉપાય મોતીની છીપને બાળીને રાખ કરવી પછી તે રાખ બરાબર ટંકણખાર ફુલાવીને રાખમાં નાંખવો પછી એ બંનેને તેલમાં નાંખી ગરમ કરવું પછી તેમાં થોડુંએક સફેત કાચુ મીણ, બત્તિનું મીણ નાંખવું ને ગરમ કરવું એટલે મલમ થશે. પછી તેની પટી મારવી કે તરત બેશી જશે.

---

## એક અંગ્રેજી વૈધ.

સંવત ૧૬૫૬ ની સાલ સુધી ઈંગ્રેજ લોકો હિંદુસ્તાનમાં આવ્યા નહોતા પણ સંવત ૧૬૫૯ માં ઈંગ્લાંડની રાણી ઈલીઝાબેથના વખત માં મી૦ લેડ નામના એક ઈંગ્રેજને રાણીએ બાદશાહી ફરમાન આપ્રી શ્રી હિંદુસ્તાનના બાદશાહ જલાલુદીન મહમદ અકબરશાહ ઉપર આ ગરે મોકલ્યો એટલે બાદશાહ પાસેથી હિંદુસ્તાનમાં વેપાર કરવાની રજા લીધી તે વખતથી ઈંગ્રેજ લોકોનો પગ આ દેશમાં થયો ને ઈંગ્રેજની કંપની હિંદુસ્તાનમાં વેપાર ચલાવવાને વાસ્તે ઈંગ્લાંડની રાણી સાથે ઇજારો કરી મુકરર થઈને સુરતમાં કોઠી કરી.

પોર્ટુગીજ લોકો ઈંગ્રેજો કરતાં ૧૦૯ વરસ અગાઉ આ દેશમાં

પેઠેલા હતા, તેથી ઈંગ્રેજો કરતાં તેમનું બહુ ફાવતું હતું. પણ સંવત ૧૬૮૩ માં શાહાજહાન બાદશાહ ગાદીએ બેઠો ત્યાર પછી આઠમે વરસે તેની છોકરીને સખ્ત રોગ થયો. તે સુરતની ઈંગ્રેજી કોઠીવાળા ડાકતર બાટને મટાડ્યો તેથી તેના ઉપર ખુશી થઈને બાદશાહે ઘણુંક ઇનામ હિંદુસ્તાનમાં તથા ગમે તે દેશ એક દમડી પણ જકાત આપ્યા વગર વેપાર કરવાની પરવાનગી આપી. ત્યાર પછી બંગાળાના નવાબની છોકરીને પણ ડાકટર બાટને દવાથી સારી કરી તેથી નવાબે ઇનામ આપી હુંગલી બંદરમાં કોઠી કરવા દીધી તથા બીજી ઘણી રીતે ઈંગ્રેજોને મદદ કરવાને નવાબે કબુલાત આપી તેથી ડાકટર બાટન બહુજ ખુશી થયો કેમકે એને જે જોઈતું હતું તે કામ શીઘ્ર થયું પછી સંવત ૧૭૫૬ ની સાલમાં હુંગલીના કોઠીદાર મીસ્તર જોગચાનકે ઔરંગજેબ બાદશાહના વખતમાં કલકતુ, સુતાનતી ને ગોવિંદપુર નામના ત્રણ ગામડાં બાદશાહના હુકમથી તાબે લઈ તેમાં ઇનસાફ વગેરે ચુકાવવા લાગ્યા ને તેને કીલ્લા કોટ બાંધી એક શેહેર વસાવી દીધું તે અગાઉ ઉપર લખેલા ત્રણ ગામડાની થઈને રૂ ૧૨૦૦) ની ઉપજ વરસ દહાડે ઉપજતી હતી. ત્યાર પછે બીજા મુલકો લેવા માંડ્યા. તેની પેહેલાં ઈંગ્રેજી રાજ્યને તાબે હિંદુસ્તાનમાં એક તસુ પણ જગ્યા નહોતી. તેજ કલકતું ગામડું આજ લાખો રૂપીયાની ઉપજનું અને ઇંદ્રપુરી જેવું રાજધાનીનું શેહેર બની રહ્યુંછે. એ સરવે પ્રાક્રમ ડાકતર બાટનનુંછે માટે એવા નામાંકિત પુરૂષને ધન્યછે કે જેણે પોતાના ડાકતર પણાના ગુણે આખા દેશને લાભ કરેયો.

એ ઉપરથી એવું સમજવું કે ઈંગ્રેજી વૈદોથી પણ આવા મોહોટા ફાયદા રાજ્યને થયાછે ને તેના ઓષડોથી પણ અત્યંત ફાયદો આપણા દેશને થાયછે, માટે ઈંગ્રેજી ડાકતરની દવા લેતાં અચકાવું નહિ, તેમજ આ ચોપડીમાં લખેલી દવા કરેથી પણ સારો ફાયદો થશે.

---

## વીસફોટક તથા અસા ટાંકીનો ઉપાય.

જેને પ્રથમ ચાંદી તથા પરમોયો થયો હોય ને તે ધણીને ઓસડ કરવામાં કસર રહી હોય તેથી રોગની અસર રહી જાય તેથી લોહીનો ઘણો બિગાડ થાય છે તેથી આખા શરીરે વિસ્ફોટક નિકળી આવે છે. તેનો ઉપાય નિચે લખ્યા પ્રમાણે; રસકપુર તોલા ૪ લેવો ને તેને પોહોર ૮ સુધી ખલ કરવો. પછી ગાયનું ઘી શેર ૦ાા લઈને

તેને ૧૦૮) પાણીએ ધોઈને તેમાં પેલો ખલ કરેલો રસકપુર નાંખી મીલાવીને તમામ શરીર ઉપર ચોપડવાથી એ રોગ મટી સારૂં થશે પણ એ ઓસડ શરીરે ચોપડ્યા પછી દીન સાત સુધી નાહાવું નહી.તથા પાણી અડકવા દેવું નહી.

બીજો ઉપાય--મનશીલ રૂ ૨) ભાર ખલ કરીને તેમાં માખણ મેળવીને શરીર ઉપર ચોપડે તો શરીરનો રોગ સાફ થાય છે. એ રોગવાળાને ખાવાની દવા આ ચોપડીમાં ખુજલીના ઉપાયમાં મજીઠનું ચુરણ લખેલું છે તે ઉના પાણી સાથે આપવું પણ એ રોગવાળાએ તેલ મરચુ હિંગ આમલી કાચી કેરી કેરીનું અથાણું વગેરે જે અવગુણ કરનારી ગરમ ચીજો છે તે ખાવી નહી તેથી વેહેલો ગુણ થશે.

---

## અજીરણ (બદહજમી) નો ઉપાય.

કોઈ માણસની જઠરાગ્ની મંદ પડે છે એટલે તેને ખાવેલું પચતું નથી, એ રોગ ઘણાં કારણોથી થાય છે ને તે ઘણા પ્રકારના હોય છે તેમાં એકતો ખાધા પછી પેટ ફુલે ને માંથુ દુખે. બીજું જમે તે પછી છાતી ઉપર ખાટું લાગે તેથી ખાટા ઓટકાર આવે ને પેટ ચડે પેટમાં ચારે બાજુએ દુખે ને ગરગડાટ થાય, ખરાબ વાસ રહે એ ચિન્હો અજીરણ વિકારનાં છે. માટે એ રોગવાળાને રાત્રી દિવશ કાંઈ ચેન પડે નહી માટે તેને પ્રથમ હલકો જુલાબ આપવો તેની વીગત.

રેવંચીનો શીરો માસા ૪ તજનો ભુકો માસા ૪ શીકોતરી એળિયો માસા ૪ વીલાયતી સાબુ માસા ૪ એ સરવે ચીજને ખુબ બારીક ખાંડીને બારીક વસ્ત્ર ચાળીને તેની ૬૦) ગોળીયો સરખે વજને બનાવવી. તેમાંથી ગોળીયો ૨) થી તે સાત સુધી દરરોજ રાતે સુતી વેળાએ ઉંના પાણી સાથે ગળવી. કદાપી એટલાથી સાફ ઝાડો નહી આવે તો વધારે ગળવી, તેથી ઝાડો સાફ આવી સારૂં થશે. કદાપિ એટલી ગોળિઓ આપતાં ઝાડો સાફ ન આવે તો વધારે ગોળિયો આપવી, તેથી કસર નિકળિને સારૂં થશે.

જેને જમ્યા પછી છાતી ઉપર ખાટું લાગતુ હોય તેને રેવંચિની ખટાઈનો ભુકો માસા ૮, ઇંદ્રવયણાની જડનો ભુકો તોલો ૧, સુંઠનો ભુકો માસા ૮, એ સરવેને ઝીણું ખાંડી ચાળીને ચુરણ કરી રાખવું, તે જ્યારે છાતી ઉપર ખાટું લાગે ત્યારે તેમાંથી તોલા ૧) ને આશરે ટા-

હાડા પાણીમાં ફકાવે તો તેથી શાંતિ થાય.

ગ્રાણું અથવા ભારે ખાણું ખાધાથી અજીરણ થયું હોય અથવા ઉજાગરો કરવાથી કે ખાઇને તરત સુતાથી અજીરણ થયું હોય તો ખાટા ઓટકાર આવે. પેટ ફુલે, પેટમાં દુખે, ઝાડો થાય, ઓકારી આવે, એનો ઉપાય એ છે જે ખાધા પછી ચાર કલાકની અંદર એવું બન્યુ હોય તો ઉલટીનું ઓસડ આપીને ખાધેલું ઓકાવી કાહાડવું. ને કદાપી ચાર કલાક પછી એવું થયું હોય ને ઝાડો કબજ હોય તો કાચું ચોખ્ખું દિવેલ તો. ૨ાા લઈ તે મધે આદાનો રસ તોલો ાા નાંખીને એક રસ કરી પાઈદેવું તેથી ઝાડો સાફ આવશે, એટલે પેટ હલકું પડશે. તે પછી શરીરમાં કૌવત આવવાનું ઓસડ બીજે દહાડે આપવું.

એલચીદાણા સાત, સુંઠ, સફેત મરી, કોસમ, પીંપળીમુળના ગંઠોડા, ઝીણી પીંપર એ સરવે વસાણાં એક એક માસો લઇને તેને ઝીણો કરી તેમાં મધ નાંખી ચટાડવું. કદાપો ઝાડો સાફ ન આવ્યો હોય તો તેમાં સંસોળ માસો ૧) નાંખવો એટલે પેટ સાફ આવશે.

---

## પાચન શક્તિનું ચુરણ.

લવિંગ, એળચી, જાયફળ, બોર, વછનાગ, અફીણ એ સરવે ખુબ બારીક વાટીને તેનું ચુરણ બનાવી તેમાંથી એક એક માસો દરરોજ સવારે નયણે કોઠે ઉના પાણી સાથે ફાકે તો તેથી અજીરણ, અતિસાર, ઉલટી અને શુળ એટલા રોગને મટાડે એવું ગુણદાયક છે.

---

## શિયાળામાં ખાવાનો સાલમપાક.

સાલમપાકમાં નાંખવાના વસાણાં નિચે મુજબઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | સાલમ શેર | ાા | ૭ | મરિ તોલો | ૧ |
| ૨ | ખારેક શેર | ાા | ૮ | પીંપર તોલો | ૧ |
| ૩ | સાકર શેર. | ૬ | ૯ | પીંપરીમુળના ગંઠોડા તો. | ૧ |
| ૪ | ગાયનું ઘી શેર | ૦૧ | ૧૦ | ધોળી મુશળી તો. | ૧ |
| ૫ | દુધ શેર. | ૧૦ | ૧૧ | કાળી મુશળી તો. | ૧ |
| ૬ | કાષ્ટાદિક મસાલો. | | ૧૨ | બળબીજ તો. | ૧ |
| ૧ | સતાવરિ તોલો. | ૧ | ૧૩ | સમુદ્રસોશનાં બી તો. | ૧ |
| ૨ | ચવક તોલો. | ૧ | ૧૪ | ચોપચીની તો. | ૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | ચિત્રાછાલ તોલો. | ૧ | ૧૫ | અકલકરો તો. | ૧ |
| ૪ | ગોખરૂ માળવી મોટા તો. | ૨ | ૧૬ | ધોળાં મરી તો. | ૧ |
| ૫ | ગુંદર બાવળીયો તોલા. | ૨ | | કલક એટલે તેજાનાનો મસાલો | |
| ૬ | સુંઠ તોલો. | ૧ | ૧ | કેસર તોલા. | ૨। |
| ૨ | જાયફળ તોલા. | ૨ | ૨ | ધાતુની ભસ્મો (માત્રાનો મસાલો) | |
| ૩ | જાવંત્રી તોલા. | ૨। | ૧ | લોહભસ્મ તોલો. | ૧ |
| ૪ | એળચિ તોલા. | ૨ | ૨ | બંગ ભસ્મ તોલો. | ૧ |
| ૫ | લવંગ તોલો | ૧।। | ૩ | અબરખ ભસ્મ વાલ. | ૮ |
| ૬ | તજ તોલા. | ૨ | ૪ | રૂપાની ભસ્મ વાલ. | ૪ |
| ૭ | તમાલ પત્ર તોલા. | ૨ | ૫ | સોવર્ણમીક્ષી ભસ્મ વાલ. | ૮ |
| ૮ | બરાસ વાલ. | ૪ | ૬ | હિંગળોક ભસ્મ. વાલ. | ૧૨ |
| ૯ | કસ્તુરી વાલ. | ૨ | ૭ | ગળો સત્વ તોલો. | ૧ |
| ૧૦ | વંશ લોચન તો. | ૨ | | જુમલે જણસ ૩૯) | છે. |
| ૧૧ | અમર ગદીઆણો | ૧ | | | |

એ રીતે સરવે જણશો લાવીને તેને જુદી જુદી ખાંડવી તેની વીગતઃ—પ્રથમ કાષ્ટાદિક મસાલો બારિક ખાંડીને બારીક હવાલે ચાળવો ને તેને જુદો રાખવો; પછિ કલકનો મશાલો બારીક ખાંડી હવાલે ચાળીને જુદો રાખવો, પછે ભસ્મોની માત્રાઓ એકઠી કરીને બારિક પરતીને જુદી રાખવી. પછી ઉપર લખેલી સાલમ તથા ખારેકો એ બે રકમોને જુદી જુદી ખાંડી બારિક હવાલે ચાળિ પછિ એકઠી કરી રાખવી; પછી દુધ શેર ૧૦ ને કઢાઈમાં નાંખી ચુલે ચડાવીને નિચે દેવતાની આંચ કરી ઉકળે એટલે સાલમ તથા ખારેકનો ભુકો દુધમાં નાંખવો પછી તેનો માવો થવા આવે એટલે તે કાષ્ટાદિક મસાલો તેમાં નાંખવો પછી જરા કઠણ થાય એટલે તે ભસ્મોની માતરાઓ તેમાં નાંખવી; ને ગાયનું ઘી શેર ૦। નાંખીને માવાને શેકી દાણો પાડવો; તે સારો ઝીણો દાણો પડે એટલે ટાહાડો કરીને ઉપર લખેલી સાકર શેર ૬ની પાંચ તારી ચાસણી બનાવીને તે માવો તેમાં નાંખવો. પછિ તે કલકનો મસાલો તથા બદામ શેર૦ાની મીજ તેમાં નાંખવી ને એક લોઢાનો ખુમચો અથવા ત્રાંબા પિતળનું કલઈ દીધેલું વાસણ હોય તો તેમાં નાંખીને સરખું પાથરીને દાબીને તેનાં બરફીના જેવાં ચોસલાં છરીએ કરીને પાડવાં. પછે તે ઠરે એટલે કાહાડીને એક કાચના વાસણમાં અથવા કલઈવાળા ડબામાં ભરિ મુકવો; પછે

તે શિયાળાની ઋતુમાં જ્યારે ખુબ ટહાડ પડે ત્યારે એ પાક દરરોજ સવારના પોહોરમાં તોલા ૫ ને આશરે ખાઇને ઉપર દુધ શેર ૦। અ-થવા જેટલું જેને પચે તે પ્રમાણે પિવું; એ રીતે કરવાથી ખાનારના શરીરને ઘણો ગુણ થશે; શરીર પુષ્ટ થઇને ધાતુનો સુધારો અને વધારો થશે કેમકે બીજા ઘણા પાકો કરતાં સાલમપાક શરેષ્ટ છે; માટે એ પાક ખાઇ જેને પોતાની તબીયત સુધારવી હોય તેણે પાક ખાય તેટલા દહાડા તેલ, મરચુ, હિંગ આંબલી અને બીજી અવગુણ કરનારી ચિજો બિલકુલ ખાવી નહી તેથી વધારે ફાયદો થશે.

શિયાળામાં ખાવા સારૂં ઘણા લોકો મેથી, અડદીયાના લાડુ, ગુંદરપાક અને ખારેકનો આથો વિગરે બનાવી ખાય છે તેની રીત ઘણા લોકો જાણેછે, માટે તે આ ચોપડીમાં લખી નથી.

---

### મલમ બનાવાનિ રિત.

બદ, પાકું, ગડગુમડ, સડો, જખમ, છાગલો અને એવાંજ શ-રીર ઉપરનાં બીજા દરદોને પકવીને ઝેર વીકાર કાહાડવાને માટે આ ઉત્તમ પ્રકારનો મલમ બનાવવાની રીત.

એ મલમ ઝેરવી કાહાડવા લુગડાના કકડાને ચોપડીને હરેક જખમમાં ઝેરવવાને મુકવાના કામમાં આવેછે. તથા નઠારો મવાદ ખેંચી લાવવાને તથા પકવવાને ઘણો સારોછે, માટે તે બનાવવાની રીત નિચે લખ્યા પ્રમાણેછે.

પીળી બેરંજી જેને રાજન કરીને કહે છે તે શેર ૧) તથા પીળું કાચું મીણ શેર ૧) તથા તલનું તેલ શેર ૧) એ ત્રણ વાનાંમાંથી પેહેલું મીણ એક વાસણમાં નાંખી ચુલે મુકવું ને તે ઓગળે એટલે તરત બેરંજીનો ભુકો નાંખી હલાવ્યા કરવું, પછી તે એક રસ થઇ જાય ત્યારે તેમાં તેલ નાખી હલાવવું તે હલાવતાં એક રસ થાય ત્યારે તરત નિચે ઉતારી પાતળા લુગડાએ ગળી નાંખવું, કદાપી મલમ ક-ઠણ કરવો હોય તો તેલ થોડું નાંખવું પછી પાકું. અથવા બદ થવા માંડે એટલામાં એ મલમની પટી મારે તો આજારને પીગળાવી બેસા-રીદે. એ મલમનું નામ અંગ્રેજીમાં " બોજલીકનનાઇન્ટ કરીને કહે છે " એ મલમ ઈંગ્રેજી છે.

બીજો મલમ—શરીર ઉપર જખમ, ચાંદી તથા છાગળો તથા સડો અને ગડગુમડ એ સરવેને રૂઝાવીને અંગુર લાવવાના કામમાં

આવેછે માટે તે બનાવવાની રીત.

મીણ સફેત શેર ૦ાા તથા તલનું તેલ શેર ૧) એ બને ધીમી આંચે ઉનું કરી હલાવી એક રસ થાય ત્યારે ઉતારીને ઝીણે લુગડે ગાળીને એક વાસણમાં ભરી મુકવું. એ મલમને કઠણ કરવો હોય તો તેલ થોડું નાંખવું, એ મલમનું નામ અંગ્રેજીમાં સાદો મલમ મીણ તેલની કહેછે એ મલમ પણ અંગરેજી છે.

ત્રીજો મલમ બનાવવાની રીત—મોરથુથુ તોલા ૨) સફેત મીણ તોલો ૦ાા પારો તોલો ૦ા બોદારશિંગ તોલો ૦ાા સફેત કાથો તોલો ૦ાા સંગે જરાહત તોલો ૦ાા એ સરવેને ખાંડી બારીક કરીને કાંસાની થાળીમાં નાંખી તેમાં ગાયનું ઘી નાંખીને લીંબડાના શેટાએ ઘુંટીને મલમ કરવો. પછી તેની પટી કરીને જખ્મ ઉપર મુકીએ તો હરેક જાતનો ગમે તેવો કઠણ જખ્મ હશે તો તેને પણ રૂઝાવી શાક કરશે.

ખરજવાનો મલમ—હિરાદખણ શેર ૦ા મીણ શેર ૦ા રસકપુર તોલા ૨) ઘી શેર ૦ા એ સરવેમાંથી પેહેલું મીણને વાસણમાં નાંખીને ચુલે મુકવું. પછે તે પીગળે એટલે ઘી નાંખવું ને પછી બીજી ચીજો વાટીને નાખવી ને તેને હલાવી એક રસ થાય એટલે નિચે ઉતારીને એક વાસણમાં ભરી મુકવો. પછી તેને ઉપર લખેલા દરદ ઉપર ચોપડ્યાથી દરદ મટી જશે.

---

### પક્ષઘાત (લખવા) અથવા અર્ધાંગ વાયુનો ઉપાય.

જેને લોકો પક્ષઘાત કરીને કહેછે. કેટલાએક કંપવાયુ તથા લકવો કહેછે. અરધાંગ એટલે જે અરધા અંગને નુકશાન પહોચેછે એ રોગની પરીક્ષા એ છે જે એક તરફનો હાથ અથવા હાથ ને પગ બંને રહી જાય અથવા અરધું અંગ રહી જાય અથવા લુલુ થઇ જાય તથા કોઇનું મોહોડું બંધ થઇ જાયછે તેથી બોલાતું નથી ને કોઇનું એકલું ડાચું ફરી જાયછે. એકલું ડાચું ફરવાનારોગને લકવો કરીને કહેછે. એ લકવો તથા અરધ અંગનો રોગ બે પ્રકારથી થાયછે એક તો હવામાં ખુલુ સુવાથી અથવા બેઠાથી અને નઠારો વાયુ શરીરને લાગવાથી એકાએક એ રોગ પેદા થાય છે. એ રોગ વાળાની નાડી ઘણી નબળી ચાલે નહી ને ઝાડો કબજ રહે એ. ખરાબ હવા લાગ્યાથી ઉત્પંન થએલા અરધાંગના રોગને ઓસડ કરવાથી સારૂં થાય છે.

બીજી જાતનો અરધ અંગરોગ—અંગરોગથી, મગજમાંથી તથા રસવીકારના ઉપદ્રવથી થાય છે. તેથી પરિક્ષા એ જે તે રોગવાળાની નાડી ઘણી નબળી ચાલે. તથા મગજમાં ગભરાટ થાય. તેથી જાણવું જે એ રોગ અંગરોગથી મગજમાં ઉઠેલોછે ને એને ઓષડ તથા ઉપાય લાગુ પડતો નથી. હવે એ બંને જાતના રોગના ઉપાય એકજ રીતના છે.

એ રોગવાળાને નિચે કહેલી રેવંચીના શિરાની મેળવણીની ગોળીયો આપવી. તેથી ઝાડો કબજ હશે તે ચાલશે તો તેથી ફાયદો થશે.

રેવંચીનો શિરો માસા ૪), શિકાતરીયો એળિયો માસા ૪), તજનો ભુકો માસા ૪), વિલાયતિ સાબુ માસા ૮) એ ચારેને ખાંડી કપડ છાંણ કરી તેમાંથી સાઠ ગોળીયો વાળવી પછી તેમાંથી ૨) થી તે સાત સુધી દરરોજ રાતરે સુતી વેળા ગળાવવી. કદાપી એટલાથી ઝાડો સાફ નહિ આવે તો વધારે ગળાવવી.

બીજું નિચે કહેલી રોઈબાબની ગોળીયો પણ એ ઉપર આપે તો ગુણ કરેછે.

રોઇબાબ માસા ૮) શિકોતરી એળિયો માસા ૬) હિરાબોર માસા ૪) ઇસેન્સ આવ પેપરમીન્ટ ટીપાં ૩૦) એ ત્રણ જણસને બારિક વાટી વસ્ત્રગાળ કરીને તેના ભુકામાં પેપરમીન્ટના ટીપાં મુકીને ફરી વાટીને તેમાં ગોળિ વળાય તે સુમારે થોડુંક પાણી નાંખી ખલમાં વાટીને તેની વટાણા જેવડી ગોળીયો વાળવી. પછી તેમાંથી સવાર સાંજ બે વખતે બે માસાને આશરે ગોળિયા ગળાવવી તેથી એ રોગની શાંતિ થશે અને એ રોગ વાળાને નિચે કહ્યા મુજબ ઓસડ શરીર ઉપર ચોપડતાં રેહેવું.

છાલાં કહાડેલી રાઈ તોલા ૨॥ ટરપેનટાઇનતેલ ૨॥ ભાર અથવા નખ તેલ હોય તો પણ સારૂં, તલનું તેલ રૂ ૧૦) ભાર એ ત્રણેને મેળવીને જે હાથપગ રહી ગયા હોય તેની ઉપર એક દિવસમાં બે ત્રણવાર જોરથી મસળવું. તેથી ફાયદો થશે.

---

## ગફલતં (ફરાંમોસી) નો ઉપાય.

ફરાંમોશી માથાના મગજમાં વાથી પેદા થાય છે તેથી ગફલત ઘણી થાયછે. ગયા દહાડાની વાત યાદ ન રેહે માટે યાદદાસ્ત લાવવાનો ઈલાજ વૈદ્યોએ લખ્યોછે તેની વિગત.

મોથ પૈસા ૩ા ભાર, છડ પૈસા ૩ા ભાર, સુંઠ પૈસા ૩ા ભાર, એર પૈસા ૧૦) ભાર, મધ શેર ૫) ચોખ્ખુ લાવીને ઉપર કહેલા સરવે વસાણાને બારિક કરી મધમાં નાંખીને એક લખોટેલા વાસણમાં ઘાલીને દિવસ ૪૦) સુધી જવની કોઠીમાં રાખવું, કદાપી ઘરમાં જવની કોઠી ન હોય તો ઘોડાની લાદ જે ઠેકાણે પડતી હોય તેની નિચે ખાડો ખોદી વાસણને ડાટી ઉપર લીદ રાખવી. વાસણના મોં ઉપર માટીનું કોડીયું રાખી મોં બાંધીને રાખવું પછી ચાળિશ દહાડે બહાર કાઢીને ઉપર કહેલા રોગીને તેમાંથી દરરોજ સાવારે માસા ૪) ખવરાવે તો તેથી ઉપર લખેલો રોગ મટે જે પ્રમાણે માણસના શરીરમાં કૌવત હોય તે પ્રમાણે ઓષડ આપવું તેથી ગફલત મટીને યાદ દાસ્ત સારી રહેશે.

---

## દાઝેલાનો ઉપાય.

કોઇ માણસ દેવતાથી, ઉનાપાણીથી, ઘીથી, તેલથી અથવા બીજી હરેક ઉની વસ્તુ શરીર ઉપર પડ્યાથી દાઝે અથવા બળે તો તેજવેળા તેજ માણસને હરેક જાતનો સરકો, છાશ કે દહિ હોય તે દાઝેલી જગા ઉપર ચોપડવું. અથવા તેમાં લુગડું ભીનું કરીને તે દાઝેલી જગા ઉપર મુક્યા કરવું. અથવા લખવાની શાહિ કે ખડી ચોપડવી તેથી આરામ થશે. અથવા ઇંગરેજી વિલાયતિ સાડીલ (ઓઇલ) તેલ પીંછાથી ફોલા ફુટી ગયા પછિ અથવા કાતરી કહાડ્યા પછી ચોપડે તો ઠંડક વળે ને રૂઝ વેહેલી આવે.

કદાપી ચામડી ઘણીજ બળેલી હોય ને અંદરથી માંસ ખરાબ થઇને દરદ કરતું હોય, તો નિચે કહેલા ચુનાનો મલમ બનાવીને ચોપડવો. કળિચુનો ગમે તેટલો લેઇને તેને થોડીવાર પાણીમાં પલાળવો. પછી તે ઉપરનું નિતરૂં પાણી કહાડી નાંખી વળી ફરિથી બીજું પાણી રેડી પલાળવો એ રીતે સાતવાર તે ચુનાનું પાણી બદલવું. પછી ધોએલો ચુનો કહાડી લેઇને સુકવવો. પછિ તેને લુગડે ચાળવો. પછિ તે ચુનામાંથી થોડો ચુનો લઈ મીઠા તલના તેલમાં અથવા અળશીના તેલમાં કે ગાયના ઘીમાં મેળવી મલમ જેવો કરીને તે મલમ દાઝેલી જગ્યા ઉપર કુકડાના પિછાંથી ચોપડવો. અથવા જુનાં રૂનાં પોલિયાં કરિને ઉપર મલમ ચોપડી દાઝેલી જગ્યા ઉપર પોળીયાં મુકવાં. દાઝેલી જગામાં પરૂ થાય તો દરરોજ ઉના પાણીએ ધોઈ સાફ કરી

ઝીણાં લુગડાં વતે પાણી તે ઉચકી લેવું, પછી તે ઉપર મલમ ચો-પડવો. અથવા સારી ઊંચી જાતની થોડી ગળી બારીક વાટીને એ ચુનાના મલમમાં મેળવીને ચોપડે તો વધારે ગુણછે. કેટલાએક વઇદો વગર ધોએલો ચુનો એ મલમનો વાપરવાને ફરમાવી ગયાછે.

જે વેળા દાઝે તે વેળા ગળી કે ખડી પાણીમાં વાટીને દાઝેલી જગા ઉપર ચોપડે તો આરામ થાયછે ને ફોલા ઉઠતા નથી માટે આ ઉપર કહેલાં ઓસડ ગુણદાયક છે.

બીજું—કળીચુનો રૂ. ૬ ભાર લેઇને તેમાં ટાહાડું પાણી સવા બાટલીને આશરે રેડીને બે કલાક સુધી ભીંજવી રાખવો પછી તે ઉપરનું નીતરેચું પાણી ગાળી લેઇને તેમાં અળશીનું તેલ અથવા તે નહી મળે તો લાચારીએ મીઠું તેલ રૂ. ૬ ભાર લેઇને પેલા ચુ-નાના પાણીમાં મેળવી સારી પેઠે હલાવીને ઉપર ચોપડતા રેહેવું. વળી ત્રીજો ઉપાય, વાંસની લાકડી બાળીને તેની રાખ કંતાનના તે-લમાં મેળવીને ચોપડે તો આગ જેવું બળતુ હોય ત્યાં ટાઢક વળે અથવા એકલું કંતાનનું તેલ ચોપડે તો તે પણ ગુણ કરેછે.

---

## ઉંઘમાં પેશાબ થતો હોય તેનો ઉપાય.

ઉંઘમાં પેશાબ થતો હોય તેનો ઉપાય એછે જે ટાહાડની મો-સમમાં પેશાબ થઇ જતો હોય તો ઇસબંધ ઘી તથા ખાંડ એ ભેગાં કરી ખાય તો આરામ થાય. ટાહાડની મોસમ પુરી થાય ત્યાંસુધી એ ઓસડ ખાવું પણ ગરમીના દહાડામાં એમ થતું હોય તો ધાણા પૈસા ૨-ભાર ખાંડ પઇસા ૪ ભાર ધાણાને ખાંડી ભુકો કરી ખાંડ સાથે ફાકે તો આરામ થાય.

---

## પેશાબમાં તનખ તથા જલનનો ઉપાય.

પેશાબમાં તનખનો રોગ વાથી થયો હોય તો ડુંટીની નીચે તથા ઇંદ્રીને મોહોડે દરદ ઘણું કરે તેનો ઉપાય એ જે એલચી પૈસા ૧ ભાર અરડુસો પઇસા ૧ ભાર પાષાણ ભેદ પઇસા ૧ ભાર સફેત એરંડાની જડ પઇસા ૧ ભાર સલાજીત પઇસા ૧ ભાર આમલસા-રો ગંધક પઇસા ૧ ભાર જવખાર પઇસા ૧ ભાર એ સરવે જણસો વાટી બારીક કરી ચાળીને દર રોજ સવારે પઇસા ૧ ભાર ફાકી મારી ટહાડા પાણીમાં ઉતારે તો પેશાબે બળતરા મટી જશે.

એ રોગ ગરમીથી થયો હોય તો તેની નીશાન એ છે જે પેશાબની વખતે આતળ બળે ( આતળ એટલે ઇંદ્રી ) પેશાબ ગરમ લાલ હોય તો મોહોડું અંદરથી સુકાય પાણીની તરસ ઘણી લાગે તેનો ઉપાય એ છે જે હરડે મોટી ગંધક તથા પાષણ ભેદ, સલાજીત કાકડીનાં બીજ એમાંથી હરેક જણસ માસો ૧ ભાર લેવી પછી શેર ૬ પાણીમાં ઉકાળી તેનું પાણી શેર ૧ રહે ત્યારે લુગડે ગળીને તેમાં મધ પઇસા ૧ ભાર મેળવીને હફતા ત્રણ સુધી પીએ ને તે ઉપર તેલ, મરચુ, હીંગ, આંબલી, ઘણું ભારેછે માટે તે પણ ન ખાવા એ પ્રમાણે કચરી પાળીને ઓસડ કરવાથી આરામ થાય.

જો એ રોગ બલગમથી હોય તો ઇંદ્રીમાં દરદ તથા સોજો હોય ને પેશાબ અટકતો નીકળે માટે તેનો ઉપાય એલચી, અરડુસો, પાખાણભેદ, સફેદ એરંડાની જડ, ચીનીકબાલા ને ગોખરૂ એ સરવે ચીજ માસ ૩ ભાર લેઇને તેને પાણી શેર ૪માં ઉકાળીને શેર ૧ પાણી રહે ત્યારે તેને લુગડે ગળીને તેમાં સાકર તથા શીલાજીત નાંખીને હફતા ૪ શુધી પીએ તો આરામ થાય. જો એ દરદ બલગમથી, ગરમીથી, વાથી કે સનેપાતથી થયું હોય તો તે ટાહાડની મોશમમાં જાદે થાય તેથી ઇંદ્રીના માથા આગળ એવું દરદ થાય કે જાણે ઇંદ્રીમાં મેખ (ખીલી) ઠોકી હોય તેમ થાય ને સફરામાં પણ દુખે માટે એ રોગ કાયામાં ભેદાઇને જુનો થયો પછી જવો મુશકેલ છે માટે થતાંજ ઉપાય કરવા.

---

## સાપના ઝેરનો ઉપાય.

સાપ ઘણી જાતનાછે તેમાં કેટલાએક એવા તો જેહેરીછે કે માણસને ડસે કે સવા ઘડીમાં જેહેર ફરી વળેછે માટે તેની તથા બીજા હરેક જેહેરી જનાવર ડંસનો ઉપાય નીચે પ્રમાણે.

૧ જે વેળા ડંસ કરે કે તેજ વેળા ડંસથી એક આંગળ ઉપર દોરી અથવા પાટી અથવા પાટાએ ખુબ મજબુત તાણી બાંધવું કે જેથી જેહેર માંસમાં ન જાય ને અંગમાં ચઢી સકે નહી અથવા બળતુ લાકડું લેઇને ડંસેલી જગાને સારી પેઠે બાળી નાખવી અથવા તે જગાનું માંસ કાપી કહાડવું તથા તે જગોને વહેતી કરવી કે તેથી જેહેર નીકળી જશે અથવા તે ન બને તો તુરત બીજા માણસ પાસે તે ડંસેલી જગાને ખુબ ચુસાવવી, ચુસતાં મોંમાં પાણી ભરાય કે તુ-

રપ થુકી નાંખવું. એ પ્રમાણે અરધા કલાક સુધી ચુસીચુસીને થુકી નાંખવું, એક ચુસતાં થાકે તો બીજા પાસે ચુસાવવું પણ ચુસનારાએ ઘણી ખબડદારી રાખી ચુસવું કે પોતાના ગળામાં થુક જરા પણ ઉતરે નહી. ચુસનાર તરતનો જમેલો હોય તો ઘણોજ ફાયદો છે અને ચુસનારને સરકો અથવા ઘીના કોગળા કરાવતા રેહેવું. આ ઉપાય જો તુરત બની શકે તો ઘણો ફાયદા ભરેલો છે તેમ કરેથી ઝેહેર નીકળી જશે. ચુસનારના મોમાં ચાંદી અથવા ગરમીના ફોલા થયા હોય તો તેણે ચુસવું નહી બીજા પાસે ચુસાવવું. કેમકે ગરમી વાળાને નુકશાન કારક છે માટે સાફ મોહોડા વાળાએજ ચુસવું.

બીજો ઉપાય—જો રૂમડી હાજર હોય તો તેજ વેળા ડંખ ઉપર ખાલી રૂમડી મુકાવવી કે ઝેહેર બહાર ખેંચાઈ આવે તો તેથી પણ ફાયદો છે અને કરડેલા સખસને તરત ઉલટીનું ઓસડ ને પછી હલકો જુલાબ આપવો ગજુ ખમી શકે તો ભારે જુલાબ નીચે મુજબ આપવો. સાબર શીગાનો ભુકો તોલા ૩ ને પાણીમાં ખુબ ઉકાળીને પાણી પાવું અથવા તેમ ન બને તો સાબરશીંગાને પાણીમાં ઘશીને તેને ગરમ કરીને પાણી પાવું અથવા બીજોરાનાં બી રૂ૧ ભાર લેઇને ખોખરાં કરી ખળખળતાં ભીંજવી પછી ટહાડું પડે એટલે તેને ચોળીને એ પાણી પાવું. પાતીવેળા પાણી લુગડે ગળીને પાવું. બીજોરાનાં બી તમામ ઝેહેર ઉપર કે ઝેહેરી જનાવરના ડંસથી ચડેલા ઝેહેર ઉપર ઘણા ગુણદાયકછે.

—— ત્રીજો ઉપાય—લસણને છુંદી ગાયના ઘીમાં મેળવીને ડંસ ઉપર બાંધવું અથવા આમળસારો ગંધક નાના બાળકના મુતરમાં મેળવી ડંખ ઉપર ચોપડવો કે તેથી ઝેહેર ઉતરી જશે.

વજ, આકડાની જડ તથા સિંધવ એ ત્રણ જણસો બરાબર વજને લેઇને વાટી પાણીમાં ઘશીને પાય તો સારૂં થાય પણ તે ઉપર ગાયનું દુધ ઘણું પાય તો ઠીકછે અથવા મરી પૈસા ૫ ભારને ખાંડી ઝીણાં કરી ગાયના ઘી શેર ૧ માં નાંખી પાવું એ બેઉ ઉપાયોથી ઘણું ઉતાવળુ ઝેહેર ઉતરેછે.

૫ કાળો વછનાગ માસો ૧ ઘસીને સરપ કરડે ને તરત ગળામાં રેડેતો વછનાગના ઝેહેરે કરીને સાપનું ઝેહેર ઉતરેછે, પણ તરત કરે તોજ ગુણ દાયક છે.

## લુખરજ (ખુજલી) નો ઉપાય.

લુખરેજ (લુખસ) બે જાતની થાય છે. તેમાં એક લુખી એ-ટલે શરીર ઉપર ફોલા થયા વગર ખાલી ચળ બહુ મીઠી આવે તેથી એ રોગવાળો પોતાને અંગે ખુબ વલુરી નાખે તે વખત તેને સારૂં લાગે પણ પછી બળતરા બળે તે લુખસ.

બીજી. ખુજલીના શરીરે હરેક જગોએ પ્રથમ ધોળા અને પ-છીથી પીળા ફોલ્લા થઈ તેમાં પરૂ ભરાય છે. માટે એ ખસવાળાને પ્રથમ કાચા દિવેલનો જુલાબ આપવો. ને તે પછી ઉનાબદાણા ૭ સાથરા રૂ ૦ાા ભાર તથા સાકર રૂ ૦ાા ભાર એ ત્રણે જણસને ઉ-કાળીને તેનું પાણી દરરોજ પાવું, ને તેના શરીર ઉપર ગંધક બા-રીક વાટીને તેમાં મીઠું તલનું તેલ નાંખીને શરીર ઉપર ચોપડે તો લુખરેજ મટે. અથવા મનસત રૂ ૩ ભાર ખુબ ઝીણો કાજળ જેવો કરીને ગાયના ઘી શેર ૧) માં મેળવી ઉનું કરવું પછી એક વાસણમાં ટાહાડું પાણી ભરી તે ટહાડા પાણીના વાસણમાં પેલું ઉનું કરેલું નાંખ્યાં તે વાસણમાંથી તમામ પેલું ઘી લેઈ લુખરેજના ધણીના શરી-ર ઉપર મસળે તો તમામ રોગ મટે. બીજું. ગંધક પૈસા ૨ાા ભાર બાવચી પૈસા ૪) ભાર સંચળ પૈસા ૨ાા ભાર એ ત્રણેને ઝીણું કરી ગાયના ઘી શેર ૧) માં મેળવી પછી દિવસ ૭ સુધી શરીર ઉપર મસળે તો એ રોગ મટી જશે, હવે સુકી લુખરેજ વાળાને પ્રથમ હલકો જુલાબ આપવો પછી પારો રૂ ૧)ભાર ગંધક રૂ ૧) એ બેને ધંતુરાના પાંદડાના રસમાં મેળવી ખલ કરીને શરીર ઉપર મસળે તો લુખરેજ મટી જશે. ત્રીજુ મોગરેલ તેલની અંદર લીંબુનો રસ નાંખી ચોપડે તો તેથી પણ ગુણ થશે.

ચોથું—ઊંટીયો ગંધક હફતા બે સુધી મીઠા તેલમાં મેળવીને દરરોજ શરીર ઉપર મસળે તો લુખરેજ મટે છે. પાંચમું સુખડનું તે-લ તોલો ૧) તથા કપૂર તોલો ૧) વાટી તેમાં નાંખીને પછી લીંબુનો રસ તોલો ૧) નાંખી સરવે ભેળું કરી ચોપડે તો તરત મટી જશે. છઠું આમળસારો ગંધકનો ભુકો માસો ૧) મધ અથવા સાકરના શીરામાં મેળવી ખાવા, તે દિવસમાં બેવાર ખાય તો ફાયદા કારક છે. સાતમું-મજીઠ પૈસા ૨) ભાર સાકર પૈસા ૨) ભાર સુનામુખી પૈસા૧) ભાર જીરૂં પૈસા ૧) ભાર એ સરવેને બારીક ખાંડી તેનાં પડીકાં છ કર-વાં પછી સવારના પડીકું ૧ તથા સાંજના પડીકું ૧ ઉના પાણીમાં

ફાકે તો તેથી ઝાડો સાફ આવશે. તેથી એ રોગ તરત મટી જશે.

## પથરીનો ઉપાય.

જેને પથરીનો રોગ થયો હોય તેને પથરી આડી આવ્યાથી પેસાબ થતો નહી હોય તો તેણે નિચે પ્રમાણે કરવું.

મોહોટી હરડે, બેહેડાં, પાખાણભેદ, ગરમાળો, ધમાસો, ધાણા, ગોખરૂ, કાકડીનાં બી, એ સરવે વસાણાં બરાબર વજને લેઇ ખોખરૂં કરી પાણીમાં ઉકાળવું. તે ખુબ ઉકળી રહે એટલે નિચે ઉતારી ગળીને એક બાટલીમાં ભરી મુકવું, પછી દરરોજ સવારે પીયેતો પથરી પલળીને તેનો ભુકો થઇ ઝરી જશે તેથી સારૂ થશે. એ રોગવાળો તાજા મુળા ખાય તો વધારે ગુણદાયક છે.

બીજો ઉપાય—ટંકણખાર બારીક વાટી તેનો ભુકો ટાઢા પાણીમાં ફાકે તો પથરીના રાખની માફક ચુરેચુરા થઈ જાય પણ એ રોગવાળાને દુધ, ગોળ, મીઠાઈ, ઘી વિગરે ભારે ચીજ કાંઈ ખાવાદેવી નહી. ઉપરના ઉપાય કરતાં તફાવત ન પડે તો અંગ્રેજી ડાકટરી કાલેજમાં પાસ થએલા નામાંકિત ડાકટર પાસે ચીરાવી કહડાવી તેના હાથથી સારૂ કરાવવું.

## નાહાના બાળકની સંભાળ.

નાહાના બાળકની બધી વાતે ઘણી તપાસ રાખવી એ તેના મા અને બાપનું કામ છે તેમાં પણ વધારે તપાસ માને રાખવાની છે. બાળકને ધાવણ સારૂં અને નિરોગી આવે તે સારૂ પોતે ખોરાક સાદો અને હલકો ખાવો ને તેને ધવરાવવાની ઘણી તજવીજ રાખવી, જ્યારે પુરૂષનો સંગ કરવાનો હોય ત્યારે આગળથી ધવરાવવું તેથી ફાયદો છે ને સંગ થયા પછી ધવરાવે તો બાળકને રોગ થાયછે. માટે તેની બે વરસની ઉમર થાય ત્યાં સુધી બહુ તપાસ રાખવી. ધાવણા બાળકને ચાર પાંચ દિવશે સારૂં ચોખ્ખુ વિલાયતી દીવેલ મધમાં નાંખી ચટાડવું કે તેથી ઝાડો સાફ ખુલાસા બંધ આવે તેથી પેટ હલકું રહે.

૩ બાળકની માએ સારો અને હલકો ખોરાક ખાવો અને પંદર વીશ દહાડે માફક આવે તેવો હલકો જુલાબ લેવો અને પોતે નહી

ધોઇ વસ્ત્ર સાફ રાખવાં તથા છોકરાંને સુવાનાં ઘોડીયાં વિગેરે સફાઇ થી રાખવું તેથી બાળકના હકમાં વધારે ફાયદો થાય.

૪ બાળકની માને કોઇ પણ પ્રકારની અડચણ પડવાથી ધાવણ ન આવતું હોય તો તે બાળકને બકરીનું દુધ લઇ તેમાં થોડું પાણી નાંખી તેમાં સાકર મેળવીને પાવું કે ભારે ન પડે એકલું દુધ ભારે પડે તેથી અવગુણ થાય માટે મેળવણી કરી પાવું અથવા ગાયનું ઘી ચોખ્ખુ તેના ગજા માફક પાવું.

૫ બાળકને ઉને પાણીએ નવરાવવું પણ તે પાણી થોડું ઊનું કરવું કે તેથી સહી સકાય. તેને હમેશાં લુગડાં પેહેરાવી રાખવાં ને માથે બાલ રાખવા. કે તેથી તેના મસ્તકનું રક્ષણ થાય ને વળી મગજને ફાયદો થાય અને આગળ જતાં ઘણો અકલનો વધારો થાય.

૬ બાળકને તાવ આવે તો કરીયાતુ, કાળોછડ, જેઠી મધ એ ત્રણ ચીજને પાણીમાં ઘશીને તેમાં મધ મુકી પાવું.

૭ બાળકને દાંત તથા દાહાડ ઉગેછે ત્યારે ઘણું દરદ કરે છે, ઝાડો તથા ખાંશી થાય છે, તાવ આવે છે, માટે બાળકના મોહોડા માં આંગળાં ફેરવીને જોવું ને જે જગોએ પારો ફુલેલો માલમ પડે કે તેજ જગોએ માખણ ચોપડતા રેહેવું તેથી દાંત બાહાર જલદી નિકળે.

૮ બાળકને પેટમાં કરમ થાય ત્યારે પણ દરદ કરે છે. કપીલો તોલો ૦॥ વાયવડંગ તોલો ૦॥ એ બંનેને પાણીમાં વાટી તેમાં મધ મુકી પાવું એ રીતે ત્રણ દાહાડા પાવું.

૯ બાળકને રતવા થાય છે તેનો ઉપાય—મોડા જીજોટાનાં પાંદડાંનો રસ કાઢીને ચાઠાં ઉપર લગાડે તો ચાઠાં મટે.

એ રીતે કહેલા કાયદા પ્રમાણે ચાલશે તો બાળકનું રક્ષણ સારી રીતે થશે.

---

## લોઢુ અથવા ફુરાશી મારવાનો ઉપાય.

કાનસે ઘસેલો લોઢાનો ભુકો ઓસડ કરવું હોય તે પ્રમાણે લેઇને એક ચોખી બરણીમાં નાંખીને તેમાં શેરડીનો સરકો ભુકા ઉપર બે આંગળ વધારે રહે તેમ નાંખીને તેને મોડે ઢાંકણું દઈ મો બાંધી ને એક કોરે ૧૪ દિવસ સુધી રાખીને પછી તેને સુકવીને ચોખ્ખા પ

થરાના ખલમાં નાંખી ખુબ બારીક વાટવો કે જે વાટવાથી કાજો કાજળ જેવો દેખાય એટલે તે ભુકો એક ગલાસમાં પાણી રેડી તે ઉપર ભભરાવીને થોડાક ચોખાના દાણા નાંખવા તે જો ઉપર એહુ વાનાં રહે તો તઇઆર થયું, નહી તો કચાશ સમજવી માટે ફરીથી ખલ કરી તઇયાર કરવું ને ચોખા તથા દવા તરે ત્યારે તેને કામમાં લીધાથી નીચે મુજબ ફાવદા કરશે અંદરનો સોજો, શરદી, દમ, હાંફણ, સ્ત્રીને દસ્તાન ઘણું જતું હોય તે, પેશાબ ધોતીઆમાં ટબકતો હોય તે, ધાત બગડેલી, બરોલી વીગેરેને મટાડેછે ને મરદી વધારેછે એ ખાવાનું વજન ૫ થી ૯૦ ઘઉંભારનું છે તે બબે કલાકને આંતરે પાંચ પાંચ ઘઉં ભાર લેઇ અથવા આખા દહાડામાં ૯૦ ઘઉં ભાર સુધી લેશે તો પણ ફાયદો કરશે. અથવા ગોળીઓ કરવી હોય તો ઘઉંના મેદામાં કરવી એ ઓસડને ઇંગ્રેજીમાં " ક્યારબોનેટ ઓફ આયર્ન " કરીને કહેછે.

---

## ત્રાંબુ તથા સોનું મારવાનો ઉપાય.

ચોખ્ખુ ત્રાંબુ લેઇને સોની પાસે તેનાં પાતળા કાગળ જેવાં પત્રાં કરાવવાં તે પતરામાંથી દરેક કડકો માસા ૩ ભાર કરાવવો તે બધા તઇઆર થાય એટલે બોતામાં મુકવા. જો ત્રાંબાના કડકા ટાંક ૧૦ને વજને હોય તો પારો ટાંક ૨ અને ગંધક ટાંક ૪ એ બેઉને ખલમાં નાંખી ઘુટવાં તે જ્યારે ગંધકનો રંગ સિંહા જેવો થાય ને પારો ગીરદીની માફક થાય ત્યારે તેમાંથી જરાક લેઇને બોતામાં મુકવો તેના ઉપર એક પતરૂ મૂકવું ને પતરા ઉપર દારૂ મુકવો ને તે પતરા ઉપર બીજુ પતરૂ મુકવું એ રીતે તમામ પતરાં મુક્યા પછી બોતાં ઉપર એક ઠીકરૂં મુકવું ત્યાર પછી અડાઇયાં ૧૦૦ જમીન ઉપર મુકી ચારે તરફ અગ્નિ મુકી સળગાવવું. જ્યારે તે બળી રહે ત્યારે પેલો બોતો બહાર કાઢીને તેમાંથી પતરાં કાઢી લેઇને ખલ કરવાં એટલે મારેલું શુધ ત્રાંબુ થશે. જેવો ફાયદો મારેલા પોલાદમાં (ગજવેલ) કહેલો છે. તેમ મારેલું ત્રાંબુ પણ બરાબર હોય ને તે ખાવાની વીધી પ્રમાણે ખાઇ ક્યરી પાળે તો મરદામી ખુબ વધારે છે.

સોનું પણ એજ રીતે મારેછે પણ તેથી નુકશાન પોહોચે છે

પણ જો મુરદાશીંગથી મારે તો ઘણો ફાયદો આપે છે. મુરદાશીંગને રાતના વાશી પાણીમાં ઘસવી ને સોનાનાં પતરાં કરીને એક ઓતામાં ઘસેલી મુરદાશીંગ મુકીને તેમાં સોનાનાં પતરાં મુકી નીચે ઉપર અડાયાંનો દેવતા સળગાવી મુકવો તે બળી રહ્યા પછી ઓતો બહાર કહાડવો ને તેમાંથી મારેલું સોનું કહાડી લેવું.

---

### સ્ત્રીને અધુરે મહીને બચ્ચું પડતું હોય તેનો ઉપાય.

સ્ત્રીને હમેલ રહ્યા પછી પેટમાં કોઈ પ્રકારનો રોગ થવાથી હમેલ ટુટી પડેછે તેનો ઇલાજ—જે વરસમાં હમેલથી પેટ ખાલી હોય તે વરસમાં ઓસડ કરવું. પેહેલાં સખત જુલાબ આપવો ત્યાર પછી કેહેકાલ રગનું લોહી લેવરાવે ત્યારે પછી નીચેનું ઓસડ કરવું.

મેદી, રતાંજળી, કોસંબી, એલચી, મોથ, જીરૂ, કપુર અને કસ્તુરી એ સરવે જણસો એકઠી કરીને બારીક વાટીને ચણા બરોબર ગોળી કરવી તેમાંથી દરરોજ સવારે ગોળી ૧ તથા સાંજે ગોળી ૧ એ રીતે માસ બે સુધી ખાય તો સ્ત્રીને અધુરે માસે હમેલ પડે નહી પણ તેલ, મરચું, હિંગ આંબલી ને બીજી અવગુણ કરનારી ચીજો ખાવી નહી.



### સ્ત્રીને સેહવત ઘણી હોય તેનો ઉપાય.

જે સ્ત્રી જુવાન હોય ને પુરૂશ ઘરડો હોય તેથી સ્ત્રીને ખુજલી ઘણી થતી હોય તેનો ઇલાજ. કપુર અને ટંકણખાર એક એક ટાંક પાનમાં મુકીને કેટલાએક હફતા સુધી આપે તો સેહેવત કમી થાય.

---

### કમળમાં સોજાનો ઉપાય.

ઇસબગુલ તથા કંતાનના બીજ બરાબર વજને બારીક ખાંડી મધમાં મેળવી અંદર ચોપડે તો સોજો ઉતરી જાય અથવા હળદર ગાયના ઘીમાં ઘશીને ચોપડે તો પણ સોજો ઉતરી જાય.

---

### ગોખરૂપાક.

ચણોઠી નંગ ૧ ગળોસત્વ પૈસા ૧ બાર મોટા ગોખરૂ પૈસા ૩

ભાર સાકર શેર ૨ એ સરવે જણસો લાવીને સાકર વગર બીજી ત્રણ જણશોને બારીક ખાંડી વસ્ત્રગાળ કરી દુધ શેર પાંચમાં પચાવીને તેનો દાણો પાડવો. પછી સાકર શેર એની પાંચતારી ચાસણી કરીને તે દાણો તેમાં નાંખવો પછી જાયફળ, જાવંત્રી, એલચી, પસ્તાં, બદામ, ચારોળી વગેરે મસાલો નાંખીને તેને ઠારીને ચોસલાં પાડવાં પછી દરરોજ સવારમાં તોલો ૨॥ અથવા એને આશરે ખાય તો તેના ગુણે કરીને વૃદ્ધ માણસમાં જુવાન પુરૂશના જેવું બળ આવશે.

———:૦:———

## ઓષડનું તોલ.

કોઈ ઠેકાણે રૂપિઆભાર લખ્યુંછે ને કોઈ ઠેકાણે તોલો લખ્યુંછે તે બેનો અરથ એકજ સમજવો. કુંપનીના શીકાનો એક રૂપિઓ તેનું નામજ તોલો સમજવો અને ટાંક લખ્યુંછે તે કંપની પૈસા ભાર તે ૭૨ ટાંકે એક શેર થાયછે અને માસાનું જાણવું જે આઠ રતીનો એક માસો અથવા ૨॥ વાલનો માસો જાણવો એ રીતે સમજવું.



## જાહેર ખબર.

આ ચોપડી નીચે લખેલ ઠેકાણેથી વેચાથી મળશે.

**નડીઆદ**—કાગદી સાદકભાઇ ચોપડી વેચનાર.

**સલુણમાં**—બુકસેલર લલુ જેભાઇ.

**વડોદરા**—બુકસેલર દસરથ રાગોળા ઠા. રાવપરામાં.

**વલસાડ**—બુકસેલર દ્વારકાંદાસ પરભુદાસ.

**સુરતમાં**—મેહેતાજી ફકીરભાઈ કાશીદાસ.

બુકસેલર કીકાભાઈ પરભુદાસ. બુકસેલર મં

જમસેદજી. બુકસેલર કરસનદાસ નારા

બુકસેલર લલુભાઈ જમનાદાસ. બુકસેલર

વનદાસ ગોપાળદાસ.

**મુંબાઈ**—બુકસેલર સખારામ ભીકસેઠ. બુકસેલર બા

લક્ષ્મણ. બુકસેલર ભીમશી માણેક. બુ

દામોદર ઇશ્વર.

**વીરમગામ**—બુકસેલર ભીખા નથુરામ. બુકસેલર મુળશં

**વઢવાણ**—બુકસેલર પ્રાણશંકર રામજી. બુકસેલર રામા

**લીંબડી**—બુકસેલર છગન સંમજી.

**ધાંગધરા**—બુકસેલર નરશી જીવા ઠકર.

સામટી લેવી હોય તેમણે પોસ્ટ્રપેડ કાગળ લખી

કરવો. નાટપેડ કાગળ લીધામાં આવશે નહીં મુંબાઈનાં

સંસ્કૃત, હીંદુસ્તાની, ગુજરાતી, ડીક્સનેરીઓ, નાટકો, જૈન

તથા વૈશ્નવધરમનાં, વારતાઓ, તથા કાયદાઓ પેહે

સાતમી સુધીના અરથ, તરજુમાઓ, અને વૈદકનાં પુસ્

ગેરે બીજી ઘણીખરી જાતનાં પુસ્તકો અમારી પાસે

સરસ છાપ ને સસાતી કીમતે મળશે.

બુકસેલર. જગજીવનદાસ દ

ઠા. અમદાવાદમાં બાલેટનની